# आनंद माळा

## ભાગ ૨ જો.




લેખક.

જગન્નાથ દેસાભાઈ રાવળ.




મૂલ્ય પાંચ આના.

# आनंद माळा.

## भाग २ जो.

दोहरा.

गुण ते सब संग्रह करे, कुल न बीचारे कोय;
हरी हु मृग मदको तिलक, करत लेत जग सोय.


યોજક.

જગન્નાથ જેઠાભાઈ રાવળ.

(મ્યુ. રંગારી મહોલ્લાની શાળાનો મુખ્યશિક્ષક.)



પ્રકટ કર્તા

વિ. વિ. મિત્રમંડળ.

સંવત ૧૯૬૩. ઈ૦ સન ૧૯૦૭.

મુંબઈ:—"તત્ત્વવિવેચક" પ્રેસ.

મૂલ્ય પાંચ આના.

# નિવાપાંજલિ.

## સ્વર્ગસ્થ ડૅાકટર ઇસમાઇલ જાન મહુમદ

એલ, એમ એન્ડ એસ. જે. પી.

જેનાં યોજેલાં શુભ કામોના અનેક પ્રવાહો વહે છે, અને અનેક જણ પોતાની તૃષા તે વડે મટાડે છે:–જેણે કેલવણી પાછળ જીવન અને દ્રવ્ય બંને વાપરી અનેક કીર્તિ સ્તંભો ઉભા કર્યાછે; એવા ભવ્ય ઉત્સાહવાળા, અને સ્વાશ્રયીને આવા ક્ષુદ્ર માનની જરૂર નથી, તોપણ મારા સંતોષાર્થે તેમના ઉપકારોથી આર્દ્ર થએલા હૃદયનો "શોકોદ્‌ગાર" આ રસ્તે બતાવી, તેમની સુકીર્તિના પ્રવાહોમાં આ મારૂં નાનું કામ (જે મેં બાળકો માટે યોજ્યું છે તે) જોડીને કોઈ અંશે મારા દેહને તેમના આભારોથી ઋણમુક્ત કરૂંછું.

સેવક,

**જગન્નાથ જેઠાભાઇ રાવળ.**

મે. મ્યુ. ગુ. શા. ના આસીસ્ટન્ટ સુપરીન્ટેન્ડન્ટ સાહેબનો આ પુસ્તક સંબંધી અભિપ્રાય:—

**રા. ભાઈ જગન્નાથ,**

'આનંદમાળા'ના બીજા ભાગનાં તમે મોકલાવેલાં પાનાં વાંચી ગયો છું.

ગુજરાતી સાહિત્યમાં ઘણાં અંગો અણકેળવાયેલાં છે અને બાળકો માટે વાંચન સામગ્રી ઘણી જુજ છે એ જાણીતી વાત છે. અંગ્રેજી ભણતરવાળા આપણા ભાઇઓ ગુજરાતી વાંચન લેખનથી ઘણે ભાગે વિમુખ રહે છે એ દીલગીરીની વાત છે; પણ તેથીએ વધારે દીલગીરીની વાત તો એ છે કે જેઓને પોતાનું આખું જીવન સરસ્વતી સેવામાં ગાળવાનું છે તેવા શિક્ષકો પણ માતૃભાષાનું એટલું થોડું જ્ઞાન ધરાવે છે, અને ઉત્સાહમાં એટલા મંદ છે કે આપણા બાળકોને આટલા વખત સુધી યોગ્ય વાંચન પુસ્તકો વગર રહેતું પડ્યું છે. અંગ્રેજીનાં એકાદ બે અનુકરણ સિવાય તે ક્ષેત્રમાં કશું થયું નથી. આવી સ્થિતિમાં તમારી આનંદમાળાના બંને ભાગ બહુજ આવકાર લાયક થઈ પડે તેમાં નવાઈ જેવું કશું નથી. બાળકોને રૂચે તેવી

પદ્ધતિ, બાળકોને વિનોદ સાથે જ્ઞાન આપે તેવી વિષય પસંદગી, બાળકોને વાંચન માટે શોખ વધારે તેવી ઘટના અને બાળકો ખરચી શકે તેવી થોડી કિમ્મત, આ બધી હકીકત આનંદમાળાના લાભનીજ છે. હું ઇચ્છું છું કે ઇનામમાં આ ગ્રંથિકાઓનો ઘણોજ બહોળો ઉપયોગ થાય, અને નિશાળની લાઇબ્રેરીઓમાં પણ તેની સામટી નકલો રાખવામાં આવે, કે જેથી એક સાથે ઘણા છોકરા આનંદમાળામાંથી આનંદ અને બોધ મેળવી સાચા દેશજન અને ઉત્સાહી હિન્દવાનો બને. એજ.

તા. ૨૪–૯–૦૭. }
મુંબઈ. }

લ. હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ.

# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તકના આરંભમાં પ્રસ્તાવના લખવાંની અપેક્ષા જેવું નથી, અને ન લખી હોય તો તે કેમ લખવામાં આવી નથી, એવો પ્રશ્ન પણ કોઇ તરફથી ઉઠવાનો સંભવ નથી; પણ સુજ્ઞ વાચકો! આ—'આનંદમાળાનો' બીજો ભાગ પ્રસિદ્ધ કરી ગુર્જર પ્રજા સન્મુખ રજુ કરતાં મને જે આનંદ થાય છે, તે બતાવવાને, અને બીજા જે બે અક્ષર કહેવા જેવા હોય તે કહેવાને જો આ 'પ્રસ્તાવના' જેવું સાધન પડતું મૂકવામાં આવે તો કંઇ માર્ગ રહેતો નથી; અને તેથી આ લઘુ પુસ્તકને એક લઘુ 'પ્રસ્તાવના' જોડવાની જરૂર ધારૂં છું.

બાળપણમાં થયેલા સંસ્કારો જીવન પર્યન્ત સ્થાયિ રહેનારા હોય છે; અને તેથીજ શાસ્ત્રોક્ત સંસ્કારો ઘણા ખરા લઘુવય સાથેજ સંબંધ રાખનારા છે. તેજ રીતે બાળકોના મનને બાળપણમાં જે સદ્વર્તનના, બુદ્ધિવૈભવના, અને ઉદાર ગુણોના સંસ્કારો કરવામાં આવે, તે સર્વે તેની આખી જીંદગીને હિતકારક અને

ઉપકારક થઇ પડે છે; એ હેતુ મનમાં રાખીને આ પુસ્તકની રચના કરવામાં આવીછે; અને કરેલો પ્રયાસ, તેમાં રહેલા જવાહીરના પ્રમાણમાં, ફતેહમંદ નિવડશે એવી મને તો પૂર્ણ ખાત્રી છે; કારણ કે ઝવેરી સિવાય મેં બીજાનો માલ હોર્યો નથી.

આનંદ માળાનો આ બીજો ભાગ ઘણા લાંબા વખત ઉપર મેં લખ્યા પછી, હાલ તેને ફરી હાથમાં લેતાં મારા જોવામાં આવ્યું કે, આમાંના કેટલાક પાઠોનું અનુકરણ ગુજરાતી વાચન માળાની નવી પ્રસિદ્ધ થયેલી પરંપરામાં આવી ગયું છે, તેથી તેવા કેટલાક પાઠ આમાંથી કમી કર્યા છે, તોપણ જે પાઠો ઘણી જરૂરના લાગ્યા તેમનું નવી વાચન માળામાં અનુકરણ થયેલું હોવા છતાં પણ આ પુસ્તકમાં રાખવા ઇષ્ટ લાગ્યાથી રાખી લીધા છે.

બાળકોને માટેનાં અનેક ઓષધોમાંથી બહુધા મધુર પદાર્થના યોગવાળાં ઓષધો જેમ પસંદ કરવામાં આવે છે, તેમ બાળકોને આપવાનું 'વ્યવહાર' વિગેરેનું જ્ઞાન તેમને "આનંદ અને ગમત સાથે મળે" એ ઇષ્ટ હોવાથી, આ પુસ્તકમાં કોઇ કોઇ ઠેકાણે ઉદ્યોગ, દેશાટન,

સ્વાશ્રયી પુરૂષોનાં ચરિત્રો તથા માન્ય પુરૂષોનાં બોધ વચનો અને રામાયણ તથા મહાભારતની ઐતિહાસિક કથાઓમાંથી જરૂર પ્રમાણે, બાળકોની યોગ્યતા સામું જોઇ, કેટલાક પાઠ લીધા છે. મારા મનના હેતુ પ્રમાણે બાળકોને ઉંચા ગુણોના સંસ્કારો થવાને વિષયોની ગોઠવણી મને ઇષ્ટ લાગેલા અનુક્રમ પ્રમાણે કરી છે.

આનંદ માળાના પહેલા ભાગની ત્રણ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇછે, તેથી ગુર્જર પ્રજા આ પુસ્તકને પોતાનાં બાળકોની રૂચિને અનુકૂળ ગણેછે, એમ નિઃસંશય માનવું પડે છે, અને તે પ્રમાણે આપેલા ઉત્તેજનથી ઉત્તેજિત થઈ આ બીજો ભાગ તેમની સેવામાં રજુ કરતાં મને મારા મનના ઉત્સાહ તરફથી અનુમોદન મળ્યું છે.

પુસ્તકમાં જો કંઈ પણ સારૂ જણાય, તો તે સર્વે બાબતનું માન આપણી ભાષા ઉપર ઉપકાર કરનારા સાક્ષર વર્ગને છે, કેમકે આમાં તેમના સદ્વિચારોનું માત્ર મેં અનુકરણજ કરેલું છે, અને બીજી રીતે કહું તો મારી ફુરસદના વખતમાં તેમણે ખીલવેલાં ફુલોની મેં બાળકો માટે આ એક નાની 'માળા' બનાવી છે.

જેઓના સુંદર ઉદ્યાનોમાં વગર પરવાનગીએ દાખલ થઈ, આ ફુલો ચુંટી મેં માળી થવાની ઇચ્છા રાખી છે, તે ઉદ્યાનોના રચનારાઓ અને પોષકો જેવા પરોપકારી પુરૂષોનો હું આ સ્થળે આભાર માનું છું.

આ પુસ્તકમાંના કેટલાક પાઠોમાંની બાબતો ક્ષુલ્લક કે હાસ્યાસ્પદ જણાયા છતાં તેમનો અનાદર કરવો ઉચિત ન લાગ્યાથી, અને તેમને રહેવા દેવામાંજ હેતુને અનુસરતો કોઇ અર્થ સરતો હોવાથી, પ્રથમથી દાખલ થયેલી રહેવા દીધી છે.

પહેલા ભાગની પ્રસિદ્ધિથી પ્રાપ્ત થયેલા યત્કિંચિત્ દ્રવ્યનો ઉપયોગ આનંદ માળાનો આ બીજો ભાગ પ્રસિદ્ધ કરવામાં કરી, પહેલા ભાગની પ્રસ્તાવનાના અંત ભાગમાંની મારી 'પ્રતિજ્ઞા,' પૂર્ણ પણે અમલમાં લાવતાં ઋણ મુક્તિનો અલૌકિક આનંદ હું અનુભવું છું.

મુંબાઈ. મ્યુ. રંગારી સ્ટ્રીટ શાળા. સંવત ૧૯૫૩.

**જગન્નાથ જેઠાભાઈ રાવળ.**

# અનુક્રમણિકા.

# आनंदमाळा.

## भाग २.

### भारतीस्तोत्र.

#### वसंततिलका वृत्त.

જે વ્યાપ્ત સર્વ હ્રદયે ઋષિને જણાય,
જેના ગુણો ગણિતથી કદિ ના ગણાય;
જે છે સુરાસુર તણું અતિશ્રેષ્ઠ ધામ,
તે ભારતીપદવિષે કરિયે પ્રણામ. ૧

જે સત્યમિત્રવત તાપ તમામ ટાળે,
માતા સમાન નિજભક્ત સદાય પાળે;
જે દુઃખકાળ મહિં દે પ્રતિયત્ન હામ,
તે ભારતીપદવિષે કરિયે પ્રણામ. ૨

જેના વડે જગતમાં જડ પૂજ્ય થાય,
જેના વડે ધનતૃષા કદિ ના જણાય;

સંતોષરૂપ સુરવૃક્ષનું જે સુધામ,
તે ભારતીપદવિષે કરિયે પ્રણામ. ૩
વ્યાસાદિ પૂજ્ય ગુરૂ જેહવડે ગણાયા,
જેનાવડે કવિવરો જગતે જણાયા;
જેનાવડે વિબુધ સર્વ ગ્રહે વિરામ,
તે ભારતીપદવિષે કરિયે પ્રણામ. ૪

## ઈશ્વર.



આ જગત્નો સરજનહાર અને નિયન્તા, **ઇશ્વર** છે, જે અજન્મા, સર્વ વ્યાપક, સર્વ શક્તિમાન, અદ્વિતીય, સત્ય સ્વરૂપ, અજર, અમર અને નિત્ય એવાં અનેક સંબોધને યુક્ત છે. એણે સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, ગ્રહ, ઉપગ્રહ સર્વે ઉત્પન્ન કરેલાં છે. તેનું રાજ્ય આખા જગત્ ઉપર ચાલે છે. તેનું અનન્ત ડહાપણ તેનાં સર્વ કામમાં માલૂમ પડે છે. તેણે આ જગત્ ચલાવવાને નિયમ બાંધ્યા છે. તેનું મન જ્ઞાનનો ભંડાર છે. તે સઘળું જાણે છે, આપણા દિલના સર્વે વિચારો તે સમજે છે, તેનાથી કંઈ છાનું નથી. આ વાત આપણે સદા યાદ રાખવાની છે.

જ્યારે આકાશ તરફ દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યારે તે મહાનની મોટાઈ તરતજ જણાઈ આવે છે.

સૂર્ય, ચંદ્ર, પૃથ્વી આદિ ગ્રહોનું ફરવું, અનુક્રમે ઋતુઓનું આવવું, દરિયામાં ભરતી ઓટ થવો એ સર્વ વિચારતાં તેની શક્તિનો પ્રભાવ મનુષ્ય પ્રાણી કહી શકે તેમ નથી, એવો જે જગત્‌નો નિયન્તા તેને આપણે અહરનિશ સંભારવો જોઇએ. જે બાળકો તેના નિયમ તોડે છે, તેઓ તેના અપરાધિ થાય છે.

## दोहरा.

પ્રભુ નજરેતો નવપડે, ઉચરે નહિ ઉચ્ચાર;
જગ રચનાથી જાણિએ, જે છે જગ કરતાર. ૧
ઉપરી વિના નિશાળનો, રહે ન બંદોબસ્ત;
કેમ નિભે તો પ્રભુવિના, આ બ્રહ્માંડ સમસ્ત. ૨
અચરજ મોટું ઉપજે, કરતાં ચિત્ત વિચાર;
દૃષ્ટિ થકી દેખાય છે, ઇશ્વર શક્તિ અપાર. ૩
જેણે પ્રાણી જનમતાં, પહેલું પ્રગટયું દૂધ;
એ પ્રભુને નહિ ઓળખે, એથી કોણ અબુદ્ધ. ૪

ઇશ્વર કૃતની તુલ્યના, કરી શકે કો અન્ય;
સો, કોસે ન ભરાય તે, પળે ભરે [૧]પરજન્ય. ૫

**કે. દલપત.**

---

# शियाळने कागडाए बचाव्युं.

શિયાળ અને કાગડાને ઘણી મિત્રાચારી હતી. જંગલમાં તેઓ સાથે રહેતા, અને ત્યાં જે ખોરાક મળતો, તે પણ બંને સાથેજ બેસીને જમતા, અને ઘણા આનંદથી પોતાનો વખત ગુજારતા. સાંજે જે ઝાડ નીચે શિયાળ રહેતું, તેજ ઝાડ ઉપર કાગડો પણ રહેતો. રાત્રે દરરોજ શિયાળ અને ભૂંડ ખેતરમાં બહુજ નુકસાન કરતાં હતાં તેથી ઘેર જતી વખતે સાંજે ખેડુતે એક દિવસ ખેતરના ઝાંપા ઉપર એક મોટી જાળ નાખી હતી. તેમાં શિયાળ રાત્રે એકાએક ફસાઇ ગયું. તેણે ઘણાં ફાંફાં માર્યાં પણ તેમાંથી નીકળી શકાયું નહિ. પ્રભાત થએ કાગડો ઝાડ ઉપર કા, કા, બોલવા લાગ્યો, તે વખતે શિયાળે તેને કહ્યું કે, “કાગભાઈ, મારી તો આ

---

[૧] વરસાદ.

દશા થઈ છે! તમને હવે છેલા 'રામ, રામ'! હમણાજ ખેડુત આવશે, ને મારો પ્રાણ લેશે! 'સંકટ સમે મિત્ર કામ આવે છે,' એમ તુંજ કહેતો હતો, "તો હવે કંઈ યુક્તિ બતાવી મને છોડવ." કાગડો કહેછે "ભાઇ, તું ગભરામા! તને રસ્તો બતાઉં છું, ને મારા બે ચાર બીજા મિત્રોને બોલાવીને આઉંછું. તે આગમચ તને કહેવાનું કે જ્યારે ખેડુત આવે ત્યારે તું મરેલા જેવે થઇને સૂઇ રહેજે. અમે તને ગમે તે કરીએ, છતાં તુ હાલીશ ચાલીશ નહિ, પણ એટલું યાદ રાખજે કે, જ્યારે હું 'કા, કા' શબ્દ પોકારૂં કે, તુરતજ ઉઠીને નાશી જજે." એવામાં ખેડુત આવ્યો, અને તેને જોઇને પેલા ભેગા થએલા કાગડામાંથી એકજણ શિયાળની આંખો ખોતરવા લાગ્યો, બીજો તેના શરીરમાં ચાંચે મારવા લાગ્યો, ત્રીજો કાનની એક બાજુ કરડવા લાગ્યો, ચોથો પેટ ઉપર કૂદતો હતો. આ બધું જોઇને ખેડુત સમજ્યો કે, શિઆળ મરી ગયું છે. પાપ ગયું, બહુ નુકસાન કરતું હતું! ખેડુત શિયાળના શરીર ઉપરથી કાગડાને ઉડાડી જાળ બાજુ ઉપર મૂકવા ગયો કે, તુરતજ ઝાડપરથી કાગડો 'કા, કા,' શબ્દ બોલ્યો, તે સાંભળી શિયાળ ઝટ નાશી ગયું!!

ખેડુત ( મનમાં ) કહે છે, હરામખોર કાગડાઓએ મને છેતર્યો!!!

---

## મહેતાજીની સરખામણી બરાબર નથી!

એક આળસુ છોકરાને તેનો મહેતાજી ઠબકો આપે છે કે, "બેવકૂફ, તું **ગધેડા** જેવો છે. અને અશ્રીણીયાની માફક વર્ગમાં બેસી રહે છે!"

અનાયાસે નિશાળ બહાર એક ગધેડો ઉભો હશે, તેણે આ શબ્દો સાંભળ્યા. તેથી મહેતાજી પાસે આવી, નીચે પ્રમાણે તેણે કહ્યું.

"સારાસારના વિવેકીને **શિક્ષક** એવું નામ આપેલું છે. છતાં તમો શિક્ષકોને ખરી 'સરખામણી' કરતાં આવડતી નથી, તેથી મને ઘણો ખેદ થાય છે."

**'ખરાને માણસ જાત ખોટા રૂપમાં મૂકે છે.'**

"જુઓ, અમો આખો દિવસ સખત મજુરી કરી કુંભારના કુટુંબનું ભરણ પોષણ કરીએ છીએ. માટી, ઈંટ લાવતાં વખતે માર પણ ખાવો પડે છે. તે સર્વ દુઃખ સહન કરતાં પણ ખાવાનુ પુરૂં મળતું નથી.

તોપણ અમારી ફરજ અદા કરવામાં કદી પાછી પાની કરતાં નથી, છતાં અમારી ગણના તમો **શિક્ષકો** એક મૂર્ખ છોકરાસાથે કરો એ તમારી સરખામણી, તમારીજ બુદ્ધિનું જરા હલકાપણું બતાવે એવી છે!"

---

# ગીત ગાનારો ગધેડો.

એક કુંભારનો ગધેડો દિવસે ધણીનું કામ કરતો હતો ને રાત્રે મરજી પ્રમાણે ભટક્યાં કરતો, અને સવારમાં પોતાની મેળેજ કુંભારને ત્યાં આવતો હતો. રાત્રિએ ખેતરોમાં ચરવા માટે ફરતો હતો, ત્યાં તેને એક શિયાળ સાથે દોસ્તી થઈ. શિયાળ તેને દરરોજ સારાં સારાં વાવેતરવાળાં ખેતરોમાં લઈ જતું હતું. ત્યાં તેને ઉત્તમ ખોરાક મળવાથી તે ઘણો મસ્તાન થયો. એક શરદ પુનેમની રાત્રિએ ખેતરની વચમાં બેઠાં બેઠાં શિયાળને કહ્યું કે, "આજ રાત્રિ ઘણી અજવાળી છે, ને મને ગીત ગાવાની મરજી થઈ છે, બોલ ભાઈ, કયો રાગ ગાઉં?"

શિઆળ કહે છે, "આપણે ચોરી કરવા પેઠા છીએ.

તેથી છુપી રીતે રહેવું જોઇએ. તારો સાદ શંખના નાદ જેવો છે. તેથી ખેતરવાળા જાગી ઉઠશે, ને અહીં આવી આપણને મારી નાખશે. માટે આ અમૃત જેવો ખોરાક ખા, ને તારો જાતી સ્વભાવ જવાદે." ગધેડો કહે, "તું વનનો જંગલી પ્રાણી છે; માટે સંગીત વિદ્યામાં શું સમજે! હું તો ગાવાનોજ. શિઆળ કહે ઠીક, હું ખેતર બહાર ઉભો રહું છું, કારણકે રખેવાળ આવે તો તને નુકસાન કરે."

પછીથી શિયાળના બહાર ગયા પછી ગધેડે ભૂકવું શરૂ કર્યું, તે સાંભળી તુરતજ ખેતરવાળા આવી પહોંચ્યા, અને લાકડીઓ મારી ગધેડાને ઝાડ સાથે બાંધ્યો.

શિયાળ કહે છે, "કેમ, મામા સાહેબ, ગાયનની કેવી મઝા!!!"

---

## સમય બળવાન!

એક **સિંહે** પોતાના મદો-મતપણાથી આખા જંગલને ગજાવી મૂકયું હતું; અને સઘળાં પ્રાણીઓ તેના

ભયથી દૂર નાશી જતાં. એક વખત તે ઘણોજ માંદો પડ્યો અને પોતાના રેઠાણથી જરાપણ ખશી ન શકાય એવી છેક નિર્બળ અવસ્થાએ પહોંચ્યો. તે સમયનો લાગ લઈ, એક શિયાળ તેના મોઢા આગળનો વાસી પડેલો શિકાર તાણી ગયું. બીજા પ્રાણી ડુક્કરે પોતાના દાંતવડે, તેના શરીર ઉપર ઘા કર્યા, ત્રીજા એક આખલે આવી, શિંગડાં માર્યાં, અને છેવટે એક **ગધેડાએ** હિંમત ધરી બેચાર પાટુ મારી લીધી.

મરતાં મરતાં **સિંહ** બોલ્યો "આખલો, ડુક્કર, શિયાળ વગેરેનું અપમાન નીચું જોવરાવે એવું તો છેજ. તોપણ તે સાંખી શકું છું, પણ આ તુચ્છ **ગધેડાનું** અપમાન સહેવું, એ તો મને બીજીવાર મરવા જેવું છે!!" "खरेखर समयज बळवान छे."

कहत समय बळवान हैं नहि पुरुष बळवान ॥
काबे अरजुन लूट लियो, एही धनुष एही बाण. ॥

---

# कागडानुं जोडुं अने काळो नाग

કોઈ એક ઝાડ ઉપર કાગડાનું જોડુ રહેતુ હતુ તે જ્યારે ઈડાં મુકતું હતું ત્યારે કાળો નાગ ઝાડના પો-

લમાંથી બહાર નીકળીને, હંમેશાં તે ઈંડાં ખાઈજતો હતો. આ દુઃખ તેમને હંમેશનું હોવાથી, દરરોજ ઘણો ખેદ પામતાં. આ વાત તેણે પોતાના એક શિયાળ મિત્રને કહી કે, "ભાઈ, કાળો નાગ વારંવાર અમારાં બચ્ચાં ખાઈ જાય છે. માટે અમારે શું કરવું જોઇએ? કે, જેથી કરીને તે પાપીનો નાશ થાય."

શિયાળ કહે, "આ બાબતનો તમારે ખેદ કરવો નહિ, હું તમને રસ્તો બતાવું તેમ કરો. કોઈ નગરના ધનવાન શેઠ, કે રાજાનાં બૈરાં સરોવર કિનારે નહાતાં હોય, તેમનો સોનાનો કે, મોતીનો છડો ચાંચથી ઉંચકીને લાઓ અને ઝાડના પોલમાં નાખો, એટલે તુરત તેનો નાશ થશે. આ વાત સાંભળી કાગડી ઉડી ગઈ. અને કોઈ એક સરોવર ઉપર જઇને જુએ છે, તો તેણે રાજાની રાણીઓને સરોવરની પાળ ઉપર સોનાના દોરા, મોતીની માળાઓ અને વસ્ત્રો મૂકી સરોવરમાં નહાતી જોઈ. પેલી કાગડી ઘરેણાંમાંથી સોનાનો દોરો ચાંચમાં લઈ ઉડી ગઈ. રાજાનાં માણસો હાથમાં લાકડીઓ લઈ ઉપર જોતા જોતા દોડ્યા. કાગડીએ તેમના દેખતાંજ તે દોરો, સાપને રહેવાના

પોલમાં નાખ્યો. ચાકરો પોલમાં જુએ છે તો, ત્યાં પેલા કાળા સર્પને દીઠો. તેને પહેલાં મારી નાખ્યો. પછી પોલમાંથી દોરો કાઢયો. કાગડાના જોડાંને શિયાળે શાન્તિ કરી આપી.

---

## રમકડાંની હઠ.

**નાળિએરી** પુનેમની જાત્રાને દિવસે **નંદલાલ** પોતાના બાપ સાથે દરિયા કિનારે ગયો હતો. ત્યાં અનેક જાતનાં રંગબેરંગી રમકડાંની દુકાનો માંડી લોક બેઠા હતા. **નંદલાલે** પૂછ્યું કે, "બાપા, આ શું છે?" બાપે કંઈ બીજા વિચારમાં હોવાથી જવાબ આપ્યો નહિ. આગળ ચાલતાં તેણે **પૃથ્વીના** ગોળા એક દુકાનમાં જોયા. જે તેને શાળામાં એક વખત તેના શિક્ષકે બતાવેલા હતા. આ ગોળા લેવાને પોતાના પિતાને ઘણી આજીજી કરી. પણ તેમણે કંઈ લક્ષ આપ્યું નહિ, અને બીજી કંઈ ખાવાની ચીજો લઈ આપી. પણ આથી **નંદલાલ** રીઝયો નહિ, અને ખાવાનું પણ હાથમાં ન લીધું. જેથી બાપે બે ત્રણ તમાચા ગાલપર લગાવી દીધા!

**નંદલાલ** આ વખતે કંઈ બોલ્યો નહિ, પણ ઘેર આવી પોતાની માતુશ્રીને કહેછે કે, "મેં રમકડાં માગ્યાં ને ખાવાનું હાથમાં ન લીધું, તેથી મને મારા પિતાજીએ માર્યો, પણ પરમ દિવસેજ **પદાર્થ** પાઠ વખતે મારા મહેતાજી **પ્રાણજીવનદાસ** કહેતા હતા કે, 'તમારાં મા બાપ હજી એવું સમજ્યાં નથી કે, બાળકોને આ પણ, આગત્યની વસ્તુઓ છે. અને એ વસ્તુઓ ( રમકડાં ) કંઈ કંઈ વિદ્યાનાં તત્વોને અનુસરીને બનાવવામાં આવે છે. તેથી તે દ્વારા તેનું બાળકોને જ્ઞાન થાય છે; ને તે પ્રાણી કે વનસ્પતિના પાઠો વખતે મદદરૂપ થઈ પડે છે. જેમ કે '**કાગળનું** 'ફરકડું' હવા કેણી તરફ છે તે, અને તેની ગતિ બતાવે છે. પાણીની '**પીચકારીથી**, વાતા[1] વરણના દબાણની સાબીતી દેખાયછે. **તીરની** ઉડ ફેંકાયલા પદાર્થના સિદ્ધાન્તનો દાખલો આપેછે. **ગલોલ** મધ્ય ત્યાગી બળની અસર બતાવેછે **હિંચકો,** આન્દોલનના નિયમો શીખવેછે. **સાબુના** પરપોટાથી ઘણાં બાળકો આનંદ મેળવેછે. અને

---

( ૧ ) પૃથ્વીને વિંટળાઈ રહેલો વાયુ.

**પૃથ્વીના** ગોળાથી, તેનો આકાર, સ્થિતિ, ગતિ, દેશ, હવા, પહાડ, પર્વત, નદી વગેરેનાં જ્ઞાન દૃષ્ટિ આગળ ખડાં થાય છે. માટે રમકડાંમાં પણ ઘણું શીખવાનું છે, એ વાત તમોએ તમારાં મા બાપને કહેવી જોઇએ.' "

---

# देखादेखी करवाविषे.

એક વખત રાત્રે કૂતરાંનું રડવું સાંભળી, શિયાળે તેમને પૂછ્યું કે, "ભાઇ, આજ રાત્રે તમારામાં કોણ મરીગયું કે બધાં જણ સાથેજ મોટી પોકો મૂકતાં હતાં?" કોઇએ પણ આનો જવાબ વાળ્યો નહિ. ત્યારે વળી ફરી એક ઘરડા કૂતરાને પૂછ્યું કે, "કેમ ભાઇ, કોઇ જવાબ આપતું નથી?" ત્યારે તે ઘરડો કૂતરો બોલ્યો કે, "શિયાળ ભાઇ, અમારા રડવાનું કારણ તો અમે કંઈ જાણતાં નથી! કારણ વગર એમજ એકનું જોઈ, બીજું રડે છે, તેનું જોઈ, વળી ત્રીજું રડે છે, એમ દેખાદેખી ચાલે છે."

શિયાળ કહે છે. "વગર કારણે દેખા દેખી રોનારાં પ્રાણી પણ પરમાત્માએ ઘડયાં છે શું?"

---

# મંદીરનાં દર્શન.

**લક્ષ્મીબાઈ** એક દિવસ સવારમાં મંદીરનાં દર્શન કરવા ગયાં હશે. રસ્તામાં પાછાં આવતાં વરસાદનું એક મોટું ઝાપટું પડયું. અને પાણીથી બધું અંગ પલળી ગયું. આખું શરીર જાણે વસ્ત્ર વગરનું હોય, એમ દેખાવા લાગ્યું. વળી આવતાં આવતાં રસ્તામાં કીચડ થવાથી પડીગયાં, તેથી કપડાં વધારે બગડયાં અને પગમાં કાચ્છ વાગ્યો.

આ સ્થિતિમાં ઘેર આવ્યાં, ને પોતાના દીકરા **અમૂને** કહે છે કે, "બેટા, પેલી ખીંટીએથી મને જરા ગવન આપ, શરદી મને ઘણી લાગી છે." **અમૂ** કહે છે "મા, તું **છત્રી** અને **જોડા** કેમ, ના લઈ ગઈ?"

**લક્ષ્મીબાઈ** કહે છે બેટા, આપણામાં હજી કોઈ છત્રી, જોડા વાપરતું નથી. **અમૂ** કહે છે "જા, જા! મેં મારી ચોપડીમાં વાંચ્યુ છે કે, **ભોપાલ, ઉજન, ભરતપોર, આગ્રા, દિલ્હી, ગોવાલીયર, શીકરી** વગેરે તમામ મધ્યહિંદુસ્થાનમાં જોડા વગર સ્ત્રીવર્ગ બહાર નીકળી શકતોજ નથી. જે હલકો વર્ગ છે તેજ

વગર જોડે બહાર ફરે છે. માટે તું મને જોડા અને છત્રી ન રાખવાનું કારણ તો બરાબર સમજાવ!

**લક્ષ્મીબાઈ** કહે છે બેટા, એનું ખરૂં કારણ મને કંઈ ખબર નથી! એક બીજાનું દેખાદેખી અમે કરીએ છીએ!

**અમૂ** કહેછે "મા, મેં પાછળ કૂતરાંનું રડવું વાંચ્યું ત્યારે મને સહજજ હસવું આવ્યું હતું કે, કૂતરાં વગર કારણે રડે છે. પણ આ તમારૂં 'દેખાદેખીનું કારણ' જાણીને મને બહુજ આશ્ચર્ય લાગ્યું છે કે આપણે મનુષ્ય જાત પણ કેટલાંક કામ વગર સમજે કરીએ છીએ. ઠીક છે, સાંજે મારા પિતાજી ઓફીસમાંથી આવશે, તેમને હું બરાબર પૂછીશ, કે આ રીવાજ કેમ શરૂ થયો હશે?"

---

# भाषण अने मंडळीओमां बाळकोनी जरूर



**નારાયણભાઈ** દેશાઈ પોતાના દીકરા **લલ્લુ** અને **લખી**નાં લગ્ન કરવાનું મુહૂર્ત પૂછાવે છે. **લલ્લુની**

ઉમ્મર બાર વર્ષની ને **લખી**ની સાત વર્ષની છે. બંને લગ્ન સાથે કરવાથી ખર્ચ ઓછો થાય, એવા હેતુથી બંનેને સાથે પરણાવવા ધારેછે. ઘરમાં જોશી, જન્મોત્રીઓ, કંકુ, ગોળ, ધાણા અને માણસો એકઠાં થએલાં જોઇને **લલ્લુ** કહે છે, "બાપા, હમણાજ આપણ **શેઠ ફરામજી કાવસજી** ઈન્સ્ટીટયુટના હોલમાં **પંડિત શ્રી નિત્યાનંદજીનું** ભાષણ સાંભળવાને ગયા હતા, ત્યાં તેમણે **જાતિભેદ, બાળલગ્ન, બ્રહ્મચર્ય, દેશાટન** અને આપણી **માતા** અને **બેનોને** કેળવવા સંબંધી ભાષણો આપ્યાં હતાં. તેમાં બાળલગ્નનો વિષય ઘણો ચરચ્યો હતો. અને લગ્ન કરતી વખતે 'છોકરીની ઉમ્મર સોળ વર્ષની અને છોકરાની પચીશ વર્ષની હોવી જોઇએ,' એમ સ્વામી બોલ્યા હતા: ત્યારે તમે બાપા, ડોકું ધુંણાવ્યું હતું, ને લોકોએ તાળી પાડી, ત્યારે તમો તમારી છત્રી ઠોકતા હતા. એટલે હું તો એમજ સમજતો હતો કે, તમો તેમના મતને અનુસરો છો, અને વળી વચ્ચે હીયર, હીયર, એવું પણ કંઈ બોલતા હતા! તેથી મને વધારે ખાત્રી થઈ હતી કે, **સ્વામીનાં** એકે એક વચન

આપના હૃદયમાં બરાબર ઠર્યાં છે. પણ આ બધો સમારમ્ભ જોતાં **સ્વામીનો** પ્રયત્ન બધો વ્યર્થ ગયો હોય, એમ હું માનુંછું. તેમની શીખામણ ભૂલી જઈ, આજ તમો અમને પરણાવવા ઉભા થયા છો, એ વાત બરાબર નથી, જો કે આપની આજ્ઞાને વગર વિચારે અમો બાળકોએ તાબે થવું જોઇએ, એ અગત્યની અમારી ફરજ છે, પણ અમારા ભવિષ્યની સારી નરતી સ્થિતિના પણ તમો જવાબદાર છો. હું તો "**કલાસોવન** કે **ગજ્જર સાહેબ**ની **પ્રયોગ** શાળમાં પાસ થયા પછી પરણીશ. તે તરફની આપ ચિન્તા રાખશો નહિ. બેન **લખીતો** પરાધિન જેવી છે, અને એકડાનો બગડો કરતાં પણ તેને આવડતો નથી, કારણ કે તેને તમે કદી નિશાળે મોકલતા નથી, ને ઘર આગળ **મારાં માતુશ્રી પણ બિચારાં અભણ;** એથી તે શી રીતે કેળવાય! તેને કુવામાં નાખશો તોપણ તે પડશે, કારણ કે આપણામાં એક કહેવત છે કે, 'ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં જાય.'"

### लावणी.

" વિના શૌર્ય નહિ તૂટે, જાતિનાં બંધન મોટાં;
" વિના શૌર્ય નહિ ઘટે, પુજાના ઠાઠો ખોટા.
" વિના શૌર્ય નહિ વધે, સ્નેહ સાચા દેશીમાં;
" વિના શૌર્ય નહિ ઐક્ય, થાય કો, દી, દેશીમાં."

ક. નર્મદ.

---

## विद्यार्थीओने वहेला परणवाना गेरलाभ.

૧ સંસારી વ્યવહારમાં જલદી પડવાથી, તન, મન અને બળ અવસ્થા થયા પહેલાં નાશ પામે છે.

૨ વિદ્યાભ્યાસમાં આગળ વધી શકાતું નથી, તેથી આખી જીંદગી દરિદ્રતામાંજ જાય છે, વ્યાપાર રોજગારમાં આગળ પડવાનો સંભવ થોડો રહેછે.

૩ પરદેશ ગમન થઈ શકતું નથી.

૪ સ્ત્રી સંબંધી વિચારમાં વખત ચાલ્યો જાય છે, ઘરમેલી બહાર જવાતું નથી અને બંનેના સ્વભાવ પણ કદાચજ મલે છે.

૫ ઢીંગલા ઢીંગલીની રમત જેવો ઘર સંસાર ચાલે છે.

૬ વિર્યના રક્ષણ સંબંધી જ્ઞાન નાની વયમાં બાળકોને હોતું નથી, તેથી તે સ્ત્રીના સંસર્ગમાં અનિયમિત રહે છે, ને બુદ્ધિ, તન મન અને બળનો નાશ કરે છે. તેને પ્રજા થતી નથી ને કદાચ થાય છે, તો તે છેક નિર્બળ હોય છે. "છોકરીનાં છોકરાં તે ક્યાંથી સારાં હોય ?"

૭ વિર્યના રક્ષણવાળો અને બ્રહ્મચર્ય પાળનાર પુરૂષ એકજ વખતે વિર્યના દાનથી પ્રજા આપી શકે છે, તેનાં ઉદાહરણ **અભિમન્યુ** અને **ઉત્તરા, દુષ્યન્ત** અને **શકુન્તલા, શાન્તનું** અને **સત્યવતી, મત્સ્યગંધા** અને **પરાશર** વગેરેના સમાગમનો પ્રસંગ વિચારશો તો જણાશે કે વિર્યનું કેટલું બધું પ્રાબલ્ય છે!.

---

# हुं तो मारी फरज बजावीश.

એક આળસુ રાજાના છોકરાને મરઘાં પાળવાનો શોખ થયો. તેણે કેટલાંક મરઘાં જાપાનથી મગાવ્યાં. તેમાં કેટલાક નર અને કેટલીક માદાંઓ હતી. જેઓ પોતાની કુદરતી રીત પ્રમાણે સવારે "કુકડુ, કુક" કરી બોલવા લાગ્યાં. આથી તે રાજાના છોકરાની ઉંઘ ઉડી જતી, તેથી કંટાળી તેણે પોતાના માણસોને હુકમ કર્યો કે, "આ સર્વનો તમારે આવતી કાલે નાશ કરી નાખવો." આ હુકમ સાંભળી તેમને ઘણી કમ્-કમાટી આવી, ને ત્રાસ પામ્યાં. એ ટોળામાંથી એક ઘરડા મરઘાએ બહાર આવી નીચે પ્રમાણે કહ્યું. "કંઇપણ અપરાધ જાહેર કર્યાવિના એકાએક આવો હુકમ કરવો, એ ગેર ઇન્સાફ છે." **રાજા**એ કહ્યું કે, "તમારી જાત આળસુ અને કંટાળો આપનારી છે. સવારમાં મીઠી ઉંઘનો નાશ કરેછે, અને વગર કારણે બૂમો મારેછે, તે કારણસર, આ ફરમાન તમને થયું છે."

**મરઘો** કહે "ભલે, તમો મારી નાખો! તોપણ પાછલી રાતે–વાસ્યા–બોલ્યા વિના અમે રહેવાના નહિ! કારણ કે, એ ધર્મ અમારો ફરજ રૂપ છે, અને ઇશ્વરે અમને એટલાજ માટે સરજ્યાં છે કે, ઉદ્યોગી લોક જલદી ઉઠી પોતાને ધંધે વળગે, રાજાઓ પોતાનાં નિત્યનાં કામ યાદ કરે, ભગતો પરમાત્માની-ભક્તિ કરે, બાળકો પોતાના પાઠ કરવા તત્પર થાય, સ્ત્રીઓ પોતાનાં બાળકો સંભાળે, મુસાફરો પોતાની મુસાફરી ચાલું કરે, અમારો પક્ષી વર્ગ ચેણ[1] શોધવા જાય, અને જગત્‌ની આબાદી વધે, એવા હેતુથી પ્રભાતે 'વાસવું' એ અમારી ઇશ્વરી ફરજ છે. ફક્ત આળસુ માણસોનેજ અમારા અવાજનો કંટાળો આવેછે, પણ તેમના કંટાળાથી, અગર અમારા ઉપર ગમે તે આફતથી અમારી વ્યાજબી ફરજ, જે 'જગત્‌ને પ્રવૃતિમાન કરવું' તે કદીપણ ચૂકીશું નહિ!"

---

1 દાણુ.

# પ્રભાતની વધામણી.

## ( લલિત છંદ ).

[1]અરુણ આ ઉદે પૂર્વમાં થયો,
તિમિર[2] રાજનો નાશ થૈ રહ્યો;
વિવિધ રંગનાં વસ્ત્ર ધારિ આ,
હરષ દાખવે શી રૂડી પ્રભા.[3] ૧
ચકુલિ કાગડા અન્ય પંખિડાં,
હરખથી ઉડી કામ લાગિયાં;
લલિત નાદથી ખૂબ ગાજીયાં,
નવિ વધામણી શૂભ લાવિયાં. ૨
"સહુ ઉઠો ઉઠો ઊંઘને તજો,
પ્રભુ તણું હૃદે ધ્યાનતો ધરો;
જન સમાજનું સૂખ સાધજો,
હુકમ ઇશ્વરી ઉદ્યમી થજો." ૩
ગગનમાં ગૃહો ઉપગૃહો ફરે,
પવન પ્રાણિ સ્વ કૃત્યને કરે;
મુરખ મૂઢ જે આ સમે ઊંઘે,
ફરજ ઇશ્વરી તે બધી ચુકે. ૪

---

૧ સુરજ. ૨ અંધકાર. ૩ સવાર.

# પ્રશ્નવિનાની પરીક્ષા!?!

એક વખત કોઈ નિશાળમાં પરીક્ષા લેવા એક **ઇન્સ્પેકટર** ગયા. **મહેતાજીને** તેણે કહ્યું કે તમારો વર્ગ (કલાસ) તૈયાર છે? તેમણે કહ્યું હાજી. **ઇન્સ્પેકટરે** કહ્યું બધા છોકરાંઓને હુકમ કરો કે તેમણે ચુપચુપ બેસી રહેવું. **મહેતાજીએ** તે પ્રમાણે હુકમ કર્યો. **ઇન્સ્પેકટર** ૦। કલાક બેસી ચાલતા થયા. જતી વખતે **મહેતાજીના** હાથમાં એક ચિઠ્ઠી આપતા ગયા. તેમાં એવું લખેલું હતું કે, આ કલાસના ૧૦ છોકરા સિવાય બાકીના તમામ પાસછે. આ દશ છોકરા કેવી રીતે નાપાસ છે, તે પણ ચિઠ્ઠીમાં જણાવ્યું હતું. આ ચિઠ્ઠી **મહેતાજીએ** વાંચી સંભળાવી. બધા છોકરાઓ તે સાંભળી સ્તબ્ધ થઇ ગયા. તેમાંથી **મણિધર** નામનો એક છોકરો બોલ્યો, સાહેબ, અમને કાંઇ પૂછ્યુંતો નહિ, અને એમને એમ સાહેબે તે શી રીતે પરીક્ષા કરી?

**મહેતાજી**—સાંભળો આ ચિઠ્ઠીમાં બધું લખ્યું છે.

નંબર ૫–૭–૧૧ મો નાપાસ છે, કારણ કે શિક્ષકની આજ્ઞા માન સાથે પાળવી જોઇએ, તે તેમણે પાળી

નથી. તેઓ વાતો અને ઉડાઉડ કરતા હતા. શિક્ષકની રજાવિના એ ત્રણ વખત પાણી પિસાબને બહાને બહાર ભટકવા ગયા હતા.

નંબર ૨–૫–૮ મો નાપાસ છે. કારણ કે તેમનાં કપડાં મેલાં હતાં, કસો બાંધેલી નહોતી, વારેવારે ટોપીઓ ઉછાળતા હતા.

નંબર ૧૧–૧૫–૨૦–૨૪ મો નાપાસ છે. કારણ કે તેમનાં દફતર વગર ખપની વસ્તુઓથી ભરેલાં હતાં. ખપનાં પુસ્તક જોવામાં આવ્યાં નથી તે ઉપરથી જણાયછે કે તેઓ પોતાનો પાઠ નહિ કરતા હોય.

વિદ્યાર્થીઓએ શિક્ષકની આજ્ઞા પાળવી, બીજાઓસાથે વિવેકથી ચાલવું, અને ભણવામાં કાળજી રાખવી, એ તેમની સાચી ફરજ છે. એ ફરજ ન બજાવવાથી ઉપર જણાવેલા નંબરના વિદ્યાર્થીઓ પાસ થયા નથી.

આ વગરપ્રશ્નની પરીક્ષામાં જેઓ પાસ થયા છે, તેઓજ પરીક્ષા આપવાને લાયક છે. અને પાસ પણ તેઓજ થાય છે.

બીજે દિવસે ઇન્સ્પેકટરે બધાની પરીક્ષા લીધી ત્યારે ઉપર જણાવેલા નંબરો સિવાય બાકીના છોકરાઓજ પાસ થયા.

# મોટાનું ભૂષણ ક્ષમા.

**સાણંદ** ગામમાં **નારાયણભાઈ** નામનો એક પટેલનો છોકરો હતો. તેને એના બાપે નિશાળે મૂકયો, પણ તે કોઇ દિવસ નિશાળે જાય નહિ, ને કદાચ જાય તો શિક્ષકને ઘણો ત્રાસ આપે. એક વખત તે નિશાળમાંથી નાશી ગયો, અને દરબારી બાગમાં જઈ, કેટલાંક ફળ ઝાડ ઉપરથી તોડી લાવ્યો, ને સામી બાજુએ તળાવ હતું તેના કિનારા ઉપર બેસીને એકાન્તમાં પોતે ખાતો હતો. તેવામાં તેને મુદ્દા સાથે બાગના માળીએ પકડયો, ને દરબાર પાસે લઈ ગયો.

**દરબારે** પૂછ્યું કે, અલ્યા છોકરા, આ માળી તને અમસ્તો પકડી લાવ્યો હશે? નહિ તો તું આપણા **ચતુરભાઈ** પટેલનો દિકરો, આવું હલકું ચોરીનું કામ કરે નહિ!

છોકરો કહે, "સાહેબ આ કામ તો મેં જાતેજ કર્યું છે, અને તેમાં મારી મોટી ભૂલ થઇ છે. એક વખત મને માફ કરવામાં આવે, તો આવા ખરાબ રસ્તે હું કદી પણ જઇશ નહિ."

આ છોકરાના સત્ય બોલવા ઉપરથી અને પોતાના કૃત્યનો પસ્તાઓ પોતાને થવાથી, દરબારે તેને માફી આપી અને કહ્યું કે, "તારૂં બોલેલું તું હંમેશાં યાદ રાખજે."

---

**છપા.**

સાચું બોલે ચોર, છેક બંધનથી છૂટે;
સાચું બોલે જાર, રાય તેને નવ રૂઠે;
સાચું બોલે શત્રું, દંડ તેને નહિ દેશે;
સાચું બોલે શાહ, નામ તેનું નહિ લેશે;
છે સાચા ને સુખ હુકડું, સત્યનો સૂરજ સાખિયો;
શામળ સાચોજ સુલક્ષણો, ભૂપ ભલાયે ભાખિયો.

દરબારની આ માફીથી છોકરાને એટલી બધી અસર થઇ કે, તુરતજ નિશાળમાં ગયો અને એવા આગ્રહથી ભણ્યો કે, તેજ ગામમાં વહીવટદારની પદવીને લાયક થયો. "તોફાની સ્વભાવમાં કોઇ વખત ઘણો મોટો ફેર-ફાર થાય છે." બાળકોના ગુન્હા તરફ ઉદાર વૃત્તિથી જોવું એપણ મોટાનું ભૂષણ છે.

"भू भूषन यह तीन हे, उपजत खपत अनंत;
सबळ क्षमी निगरवधनी, कोमल विद्यावंत."

---

# प्रमाणिकपणुं.

**પ્રમાણિકપણું** ઇશ્વરને પસંદ છે. તેમજ સર્વ માણસોને તે અનુકુળ હોય છે. અને એ ગુણની સર્વ ઠેકાણે સ્તુતિ થાય છે. કોઈ ગમે તેવો લુચ્ચો અને અપ્રમાણિક માણસ હશે, તોપણ તે પોતાના મનમાં પ્રમાણિક માણસની લાયકી અને એ ગુણની યોગ્યતા, એ સારી રીતે સમજે છે. જ્યારે તે પેલા પ્રમાણિક માણસને જોય છે, ત્યારે તે શરમાય છે, અને પોતાના મનમાં હલકો પડે છે. શાહુકારો લખ્ખો રૂપીઆની હુંડીઓ લખે છે, અને તેના વાયદા પ્રમાણે, સ્વીકારી નાણાં આપે છે. દીકરા દીકરીનાં સગપણ પણ વચન ઉપરજ આધાર રાખે છે. જે જે પુરૂષો મહાન સ્થિતિએ પહોંચ્યા છે, અને હજીસુધી જેનાં સત્કર્મો તરફ આપણી દૃષ્ટિ રહેલી છે, તે જેવા કે, **રામ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, ભીષ્મ, દ્રોણ, કર્ણ** આદિના સત્યના કીર્તિસ્તંભો, આ દેશના મનુષ્યોના અંતઃકરણમાં ઉભા થયા છે, જે હજી હજારો વર્ષે પણ ડગે તેવા નથી. માટે જેવું હોય તેવું કહેવામાં

અને હોઇએ તેવા દેખાવામાં કદી પણ બાળકોએ શરમ રાખવી નહિ.

લાખ ગુમાવી સાખ રાખજો,
સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે;
સાખ ગએ સૌ ખાખ.—શિક્ષા શાણાનેરે.

**ક. દયારામ.**

---

# બોડી માથે કરા.

'કોઇના રૂ. ૧૦૦) લઈ નોકરી માટે **મુંબાઈ** આવવા હું નીકળ્યો, અને **ગ્રાંટરોડ**, સ્ટેશને ઉતર્યો. રસ્તામાં ચાલતાં એક મુસલમાન ગૃહસ્થે પોતાનું પાકીટ ધીમેથી મારી આગળ નાખી દીધું, અને બહુ ઉતાવળથી આગળ ચાલી ગયો. મેં તે પાકીટ લીધું, પણ મારી પાછળ, બે મુસલમાન, આગળ જનારના [1]સાગ્રીતો, આવતા હતા, તેમણે કહ્યું કે, ભાઈ, શું છે? અમને બતાવો તો ખરાં!

---

[1] મળતીયા.

મેં તે પાકીટ ખોલ્યું, તો અંદર વીશ તોલાની સોનાની લગડી હતી. રસ્તાનો મળેલો માલ પચાવી પડવાના લોભમાં મારી વૃત્તિ પણ ગળી ગઈ.

સામા માણસો કહે, ભાઈ, તમોને રૂ ૧૦૦) આપીએ છીએ, ને તે પાકીટ અમને આપી ઘો. પણ માલ વધારે છે, એમ ધારી મેંજ રૂ. ૧૦૦) આપ્યા. ઘેર આવી લગડી કોઇને બતાવી તો, તાંબા ઉપર સોનાનો ગીલીટ કરેલી નીકળી!!

**छपयवृत्त.**

જાય લોભથી જીવ, દૈવ પણ લોભે રૂઠે;
ભવન કરી દે ભસ્મ, લોભનો અગ્ની ઊઠે;
હોય લોભથી હાણ, જાણપણું લોભે જાય;
લોભે હીમ્મત હીન, દીનપણું લોભે થાય;
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શૂળ છે;
કવિ શામળ ભટ સાચું ભણે, લોભ પાપનું મૂળ છે.

---

# वड अने आंबानी सरसाई भाग १.

**મોરારજી** બારોટ એક વખત ઉનાળાના સખત તાપમાં **વડોદરેથી સાવલી** ગામ જવા નીકળ્યા. રસ્તામાં

થાક લાગવાથી, એક આંબાના વૃક્ષ નીચે આરામ લેવા બેઠા. આંબાની શીતલ છાયા, અને ખુલ્લા પવનથી ત્યાંજ નિદ્રાવશ થઇ ગયા. બે કલાક ઉંઘ્યા પછી ઉઠયા અને વિચાર કરવા લાગ્યા કે, કંઇ ખાવાનું મળે તો સારૂ. તેથી આમ તેમ દૃષ્ટિ ફેરવી તો આંબા ઉપર ઘણી સુંદર કેરીઓ ઝૂલતી જોઇ, અને મન તે તરફ લલચાયું. પણ રખેવાળ ત્યાં હાજર હતો, તેથી તે પાડી શકાય એમ ન હોતી. રખેવાળને આજીજી કરી બે શાખ માગી લીધી, તે રખેવાળે આપી, ને કહ્યું કે, બારોટ તમે અહીંથી જાઓ. કારણકે વખતે ધણી આવે તો મને નુકસાન કરે. થોડે છેટે એક મોટું વડનું વૃક્ષ હતું ત્યાં જઇ બેઠા, કેરી ખાધી, પાણી પીધું અને ઘણા આનંદ પામ્યા. પછી નીચે પ્રમાણે આંબાનાં વખાણ કર્યાં.

**( ત્રિતાલી ચોપાઇ. )**

**બારોટ**–ધન્ય ધન્ય જીવિત તરૂ તારૂં,
કર્યું રક્ષણ હાલ તેં મારૂં;
તાપે શેકાયું જે [1]વપુ મારૂં,
તેને કરૂણા કરીને તેં ઠાર્યું. ૧

---

૧ શરીર.

ફલ અમૃત સરખાં આપી,
મારી પાપણી ભૂખને કાપી;
[1]અપકારીને પણ ઉપકાર,
કરે છે તું મિત્ર વારંવાર. ૨
શંત્રુ મિત્ર સૌ તારે સમાન,
પૂજ્ય નિયમ એ તુજ ગુણવાન;
**આંબો**–મુજ [2]કર્તવ્ય મિત્ર કરૂં છું,
ઈશ આજ્ઞાને શીશ ધરૂં છું. ૩
એમાં અધિક થયું શું ભાઈ?
જે તું કરે છે આવી વડાઈ;
પરદુ:ખ નિવારવા કાજે,
મને [3]નિરમ્યો છે શ્રીમહારાજે. ૪

## વડ અને આંબાની સરસાઈ ભાગ ૨ જો.

આ સર્વ વાત સાંભળી **વડનું** વૃક્ષ કહે છે—

"માણસ જાત પોતાનો સ્વાર્થજ જુએ છે, એટલે તેને સારા નરસાનું ભાન થતું નથી. આ **બારોટ** ભાઈને, પરાંણે રખેવાળે બે કેરી આપી અને સુવા

1 અવગુણ કરનાર. 2 ફરજ. 3 બનાવ્યો છે.

પણ પરાણે દીધો. વળી ઉપર એક પક્ષીને પણ રખે-વાળ એસવા દેતો નથી, ને ગલોલ મારે છે. આસપાસ કાંટા નાખી મુકયા છે, કે નીચેની પડેલી કેરી, કોઈ લઇ ન જાય, અગર વાંદરાં અંદર પેસે નહિ. આટલી અડચણો છતાં મોટો રાગડો તાણી **આંબાનાં** વખાણ, વળી મારી છાયામાં એસીનેજ કરે છે, એમને મારી મોટાઇની ખબર નથી. **'ગુણી વગર ગુણનું પીછાન થતું નથી.'** આ મારી ઘેરી ઘનઘટામાં હજારો પંખેરૂં નિવાસ કરે છે, અને ભૂખ વખતે મારા ટેટા ખાઈ દિવસ ગુજારે છે. જે બિચારાં ઉડી નથી શકતાં, તેને માટે હું મારાં મીઠાં ફળ (પાકેલા ટેટા) નીચે નાખું છું. તેથી તે આનંદ ભોગવે છે. કોણ આવેછે, ને કોણ જાય છે, તેની પણ મને પરવા નથી. કોઈ વખત **બ્રાહ્મણ** તથા **ભાટભાઈ** જેઓ જન્મ્યા ત્યારથીજ પવિત્ર મનાયલા છે, તેઓ લાડુ ગોઠવવાના સાધન અર્થે પણ મારાં પાંદડાં વાપરે છે. મારી લાંબી મૂળીઓ ઝાલી છોકરાં હિંચકા ખાય છે. અને ઉપર 'આંમલી પીપળી' (ચઢ ઉતરની રમત) રમે છે. હાલના સમયને અનુસરતી કસરતનાં સાધન અર્થે પણ હું બાળકોને ઉપયોગી છું. વળી મારી

લંબાઈ ચોડાઇનો વિસ્તાર તમને કહું તો, હસવું આવશે ! પણ કોઈ કોઈ ઠેકાણે બએ માઇલિની જગો મેં મારી વડવાઇથી રોકી છે ! મોટા રાજા રજ-વાડાનાં લશ્કર કોઈ વખત મારી નીચે આવી મુકામ કરે છે. અને રાજાઓ પણ મારાં વખાણ કરે છે કે, આ મહાન વૃક્ષ સર્વ પ્રાણીને થોડે ઘણે અંશે, આશ્રય આપનારૂં છે. આ સર્વ મારી ગણના વિચાર્યા વગર આ **ભાટભાઈ** આંબાનું કવિતામાં વખાણ કરે છે, પણ જેણે કવિ **નર્મદાશંકરના** કાવ્યમાં '**કબીરવડનું**' વર્ણન વાંચ્યું હશે, તે તો મને ભૂલશેજ નહિ."

---

# एक माजिस्त्रेटनी बुद्धिथी चुकेलो न्याय.

એક વખત એક **માજિસ્ત્રેટ** આગળ, એક માણસને ટેબલ ચોરવાના વાંક માટે ઉભો કરવામાં આવ્યો. ત્યારે તેણે **માજિસ્ત્રેટને** અરજ કરી કે સાહેબ, હું કેવળ નિર્દોષ છું; મારા ઉપર જે ગુન્હો મૂકવામાં આવ્યો છે, તે તદ્દન [1]તરકટી છે, કારણ કે મારૂં શરીર

---

૧ બનાવેલો, ખોટો.

તદ્દન અશક્ત છે; અને આ ટેબલ હું ઉપાડી લઈ જાઉં એવી મારી સ્થિતિ નથી. માટે આપે મારા ઉપર મહેરબાની કરી મને છોડી મૂકવો જોઇએ.

**માજિસ્ટ્રેટ**—( વિચાર કરી ) ખરેખર તું ઘણોજ અશક્ત છે. હું પણ માનું છું કે આ ટેબલ તારાથી ઉપાડી શકાય તેમ નથી, તો તું તેને કેમ કરી ચોરી લઈ શકે? માટે હું તને છોડી મૂકું છું, અને તને પડેલી તસ્દીને માટે આ થેલીમાં ભરેલા સીક્કા ભેટ આપું છું, તે તારે ઉપાડી લઈ જવા.

**ગુન્હેગાર**—નેકનામ, ખુદાવંત, આપના આવા ન્યાયથી ઇશ્વર આપનું ભલું કરશે. જો આપે આવો ન્યાય નહિ ચૂકવ્યો હોત, તો હું મર્યો જાત. એમ કહી નમન કરી ભરેલી બે થેલી ઉપાડી ચાલતો થયો, અને કોર્ટ બહાર ગયો.

**માજિસ્ટ્રેટ**—સિપાઈ, જાઓ, એ ગુન્હેગારકું પકડ

લાઓ. (સિપાઇએ લાવી માજિસ્ત્રેટ આગળ ઉભો કર્યો.)

**માજિસ્ત્રેટ**—અરે લુચ્ચા, જુઠ્ઠા અને અશક્ત ગુન્હેગાર, તું કેવો નિર્દોષ છે, તેને માટે મારી તથા આ કોર્ટમાં ઉભેલા લોકોની ખાત્રી થઈ છે, કારણ કે તું જણાવે છે કે "હું અશક્ત છું, મારાથી આ ટેબલ ઉપાડી શકાય નહિ," પણ આ ટેબલના વજન જેટલા વજનની થેલી તારાથી ઉપાડી શકાઇ તો, આ ટેબલ તારાથી કેમ ઉપડી ન શકે? માટે તું ખરો ગુન્હેગાર છે. આ કરેલા ગુન્હા માટે હું તને શિક્ષા કરૂં છું. (એમ કહી શિક્ષા કરી, અને લોકો ખુશ થયા.)

---

# દુર્યોધન.

**હસ્તિનાપુરના** રાજા **પાંડુના** ઓરમાન ભાઈ **ધૃતરાષ્ટ્રનો** એ પુત્ર હતો. તેની માનું નામ **ગાંધારી** હતું. **ધૃતરાષ્ટ્રને** સો પુત્રો હતા, અને **દુઃશલા** નામે

એક પુત્રી હતી. તેઓમાં **દુર્યોધન** સર્વથી મોટો હતો. તે સર્વ ભાઇઓ '**કૌરવો**' ને નામે પ્રસિદ્ધ છે. **દુર્યોધન** બુદ્ધિમાન અને સમર્થ યોદ્ધો હતો. તેનામાં ચપળતા અને ચતુરાઇના ગુણ હતા. પરંતુ અદેખાઇ, આપવડાઇ, અને ઉદ્ધતાઇ, ઇત્યાદિ તેનામાં કટ્ટા શત્રુ હતા. તેણે ગુરૂ **દ્રોણાચાર્ય** પાસેથી ધનુર્વિદ્યા સંપાદન કરી હતી. તેમાં તે ઘણો પ્રવિણ હતો. ગદા યુદ્ધમાં પણ તે ઘણો કુશળ હતો. શાળામાં ભણતી વખતથીજ **પાંડવોને** બુદ્ધિવાન જોઇ તેમના ઉપર દ્વેષ રાખતો હતો. તેની હરિફાઇ **ભીમ** ઘણી કરતો હતો, અને રમત વખતે તેને મારતો હતો, તેથી તેણે **ભીમને** એક વખત ઝેર ખવરાવ્યું હતું, પણ તેમાંથી તે બચ્યો હતો. ગુરૂ **દ્રોણાચાર્યની** શાળામાં **પાંડવ–કૌરવ** બંને વિદ્યાભ્યાસ કરતા હતા. કારણ કે **પાંડુ** રાજા પોતાના પુત્રોને બાળ વયમાં મૂકીનેજ મરણ પામ્યા હતા, તેથી તે **ધૃતરાષ્ટ્રના** રક્ષણ નીચે રહેતા હતા. તેની મંડળીમાં **કર્ણ**, **મામા શકુનિ**, **દુઃશાસન** વગેરે હતા, અને તેઓ સર્વ **દ્રોણાચાર્યની** શાળામાં પાંડવો સાથે અભ્યાસ કરતા હતા.

# માવજી નાપીકની સાવચેતી!!

. **માવજી** હજામ એક વખત એક ઠાકોરની હજામત કરવા બેઠો. દાઢીએ પાણી તથા સાબુ લગાડયા પછી, કોથળીમાં અસ્ત્રો જુએ તો ઘેર ભૂલી ગએલો, તેથી ઠાકોરને કહે કે, "સાહેબ, હમણાં પાંચ મિનિટમાં આવું છું. ઘેર અસ્ત્રો ભૂલી ગયો છું; તે લઇ આવું." આ નાપીકને અફીણ ખાવાની ઘણી ટેવ હતી. ઘેરથી અસ્ત્રો લઇને આવતાં મુખીના ઘર આગળ કસુંબો પીવામાટે "રાવણું" ભરાયું હતું, ત્યાં અફીણની આશાએ **માવજી** બહુ વખત ખોટી થયો, અને છેક બારવાગે ઠાકોરપાસે ગયો!!! હવે બંને વચ્ચે શી વાતચીત થઇ હશે, તે વિચારી જુઓ!!!

# ગુણી વગર ગુણની પીછાન ન હોય.

એક ખેડુત ખેતર નિંદતો હતો, અને વચ્ચે જે નકામા છોડ આવતા તેને તે કાઢી નાખતો હતો. એક વખત વચ્ચે નાગરવેલનો,[1] વેલો આવ્યો, તેને પણ

---

૧ પાનનો વેલો.

તેણુ ઉખેડી નાખવા માંડયો. ત્યારે તે કહે કે, “હે ભાઈ, હું નાગરવેલ છું અને નાના મોટા સૌ મારૂં સેવન કરે છે, વળી ઘણી જાતના ઐાષધમાં પણુ હું ઉપ-યોગી છું, માટે તું મને ઉખેડ નહિ.” ખેડુત કહે છે કે, ‘તું **નાગરવેલ** કે, અંતરવેલ ગમે તે હો, અને નાના મોટા સર્વેને ઉપયોગી હો, પણુ મારે શું, કામની!’ મારે તો મારૂં ખેતર સાફ કરવું જોઇએ, એમ બોલી તે વેલને ઉખેડી નાખી દીધી!

“ખરે! ગુણી વગર ગુણુની પીછાન નજ હોય.”

**दोहरा.**

“हीँरा गिराकी गंठडी, गंवार मे मत खोल;
झौरी बिन कौरीँ न मिले, कौस्तुभका भी मोल. १
हथ्थी, हीरा, काव्य, है, दे जा के दरबार;
मा कर मूल अमूलका, मूल न मिले बजार.” २

---

# पोतानुं काम पोतेज करवुं.

તમે **લાવરી** અને તેનાં **બચ્ચાંની** વાત તો જાણુ-તાજ હશો. એક ખેતરમાં **લાવરીએ** માળો કરી

પોતાનાં બચ્ચાં ઉછેર્યાં હતાં. તે ખેતર કાપવાનો સમય થયો ત્યારે ખેડુતે વિચાર કર્યો કે, આપણા ભાઇ-બંધ સ્નેહીને બોલાવી કાલે કાપણી કરીશું. આવું સાંભળ્યું તો પણ **લાવરી** બચ્ચાંને લેઇ ઉડી ગઈ નહિ. બીજે દિવસે ખેડુતને સહાય થવા કોઈ આવ્યું નહિ, ત્યારે તેણે વિચાર કર્યો કે, કાલે તો અવશ્ય કાપણી કરવી, ને તે માટે ફલાણા કાકા, ફલાણા ભાઈ, આદિને બોલાવી લાવવા. આ સાંભળીને પણ **લાવરી** ખશી નહિ. બીજીવાર પણ ખેડુત નિરાશ થયો. છેવટ તેણે પોતાના છોકરાને કહ્યું કે, હવેતો કાલે વહેલા ઉઠીને આપણે બે જણાજ મંડીશું કે એક બે દિવસમાં પાર આવે. આવું સાંભળતાંજ **લાવરી** બચ્ચાંને લેઇને નાશી ગઈ, કેમકે તેને નિશ્ચય થયો કે, "ખેડુતે પોતેજ પોતાનું કામ કરવું ધાર્યું છે, તો તે થશે." આ વાતનો સાર એટલોજ છે કે "પોતા વિના બીજાની આશા રાખી કોઇપણ કામ પાર પાડવાનું ધારવું, એ કેવલ નિરાશ થવાની વાત છે." એજ અર્થથી કહેવામાં આવ્યું છે કે "पारकी आश, सदा निराश."

---

# સ્વાશ્રયી રાજા કર્ણ.

ઉપલા નામથી તમો અજાણ્યા નહિ હશો. તેની **પૃથા** (કુંતિ) નામે માતાએ કોઈ કારણથી, તેનો જન્મ થતાંજ, તેને પેટીમાં નાખી નદીમાં તરતો મૂકી દીધો હતો. તે **અધિરથ** નામના માણસના હાથમાં આવી. તેણે તે પેટી પોતાની સ્ત્રી **રાધાને** આપી. તેણે તેને ઉછેર્યો. **અધિરથસૂતે** જ્યારે પોતાના પુત્રને સમયાનુસાર તરૂણ થએલો જોયો, ત્યારે તેને અસ્ત્રવિદ્યા ભણવામાટે **હસ્તિનાપુર** (દીલ્હી) મોકલ્યો. ત્યાં પરાક્રમી **કર્ણ** અસ્ત્રવિદ્યા શીખવામાટે **દ્રોણાચાર્ય**ની પાસે રહેવા લાગ્યો, અને **દુર્યોધનની** સાથે મિત્રતા કરી. **દ્રોણાચાર્ય**, **કૃપાચાર્ય** અને **પરશુરામની** પાસેથી ચાર પ્રકારની અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરીને મોટા ધનુરધારી તરીકે જગત્માં પ્રખ્યાત થયો. રાજાની તેના ઉપર ઘણી પ્રીતિ થઈ, ને તેને **અંગ** દેશનો રાજા બનાવ્યો, અને પોતાનો વિશ્વાસુ પરમ મિત્ર માન્યો. "એ તેના વિદ્યાબળ તથા સદ્ગુણના જય હતા."

**કૌરવ પાંડવોના** યુદ્ધમાં **ભીષ્મ** અને **દ્રોણના** પડયા પછી, સેનાપતિ **કર્ણ** થયો હતો, તેમાં તેણે પોતાનું અતુલ પરાક્રમ બતાવીને, **પાંડવોની** સામે યુદ્ધ કર્યું હતું, પણ છેવટે ૧૭ મે દિવસે **અર્જુનના** હાથે તેનું મરણ નીપજ્યું હતું.

જેવો તે શૂરો અને પરાક્રમી હતો, તેવોજ તે મહા દાતાર પણ હતો. જેના મૂખમાંથી "નહિ આપું" એવા શબ્દો કદી નીકળ્યાજ નથી. તે માગણ લોકને કલ્પ વૃક્ષ જેવો હતો. તે મહા દાનેશ્વર અને સવારના પહોરનું નામ કહેવાય છે. તેને કૃષ્ણે લાલચમાં નાખી ભમાવ્યો, પણ તે રાજ્ય કે, લક્ષ્મીના લોભે ડગ્યો નથી, ને **દુર્યોધનને** છોડયો નથી, એ તેની નીમકહલાલીની બલિહારી છે. તેણે ઉંચી સ્થિતિએ ચઢવાને, જે જે પ્રયત્નો કર્યા છે, તે સર્વ આપણને અનુકરણ કરવા જેવા છે. "અભ્યાસ અને ખંત શું, નથી કરી-શકતાં" તે વિચારી જુઓ.

---

# [1]શિષ્યવિજ્ઞાપના.

## પદ.

ઘો વિદ્યાધન દાન,
અમને ઘો [2]વિદ્યાધન દાન૦ ધ્રુવ૦
એથી ટળશે, દુર્ગુણ સઘળા,
સકળ દુઃખ [3]નિદાન અમને૦ ૧
વિજયી થઇને અખિલ જગતે,
મેળવીશું બહુમાન અમને૦ ૨
સધન થઇશું, સજ્જન થઇશું,
થઇશું શુભગુણવાન અમને૦ ૩
ક્લેશના કષ્ટનું દેવી સરસ્વતી,
કાપશે મૂળ મહાન અમને૦ ૪
આર્ય, [4]સનાતન વિમળ માર્ગનું,
થશે નિશ્ચળ જ્ઞાન અમને૦ ૫
કરણ, કૃષ્ણને, દ્રોણ, ભીષ્મનાં
[5]ચરિત જે પુણ્યવાન અમને૦ ૬

---

૧ નિશાળિયાની માગણી. ૨ વિદ્યારૂપ લક્ષ્મી. ૩ કારણ. ૪ અગાઉથી ચાલતો આવેલો. ૫ ચરિત્ર.

[1]સતત સ્મરીશું હૃદયે ધરીશું,
જેવાં હોય જીવજાન. અમને૦ ૭

મહાપુરૂષનાં ચરિત અમને,
દેશે શુભગુણ દાન. અમને૦ ૮

સકળ સાચા સુખતણું મૂળ,
ગણે છે [2] ઋષિ જ્ઞાન. અમને૦ ૯

વિદ્યાબળ સમ બળ નહિ બીજું,
પરમ [3]પૌરૂષવાન. અમને૦ ૧૦

વિદ્યાદાને સુખસંપત ને,
મેળવશો બહુ માન. અમને૦ ૧૧

પરલોકે સ્થિતિ નિત્ય, પછીથી,
દેશે શ્રીભગવાન. અમને૦ ૧૨

---

૧ હમેશ. ૨ શાસ્ત્રને બરાબર સમજી, તેજ પ્રમાણે ચાલનાર અને ચલાવનાર. ૩ પરાક્રમ કરવાની શક્તિ.

# कुंभार लश्करी अमलदारमां दाखल थयो.

એક **કુંભારના** કપાળમાં અકસ્માતથી મોટો લાંબો ઘા પડેલો હતો, તે તરવારના ઘા જેવો. લાંબો દેખાતો હતો. દેશમાં દુકાળ પડવાથી પોતાના ગુજરાન માટે બીજા દેશમાં તે ગયો, અને એક રાજાને ત્યાં નોકરીમાં દાખલ થયો. કપાળમાં મોટો તરવારનો ઘા જોવાથી, રાજાના મનમાં આવ્યું કે, કોઈ શૂરવિર રજપુત બચ્ચો હોય, તેવું લાગે છે! તેથી તેને પોતાના લશ્કરમાં નોકરી આપી, અને તેના તરફ ઘણી પ્રીતિથી જોવા લાગ્યો, ને બીજા લઢાઈના યોદ્ધાઓમાં તેની પણ ગણના થવા લાગી. એક વખતે રાજાને કોઈ શત્રુસાથે લઢાઈ કરવાનું કામ આવી પડયું, ત્યારે રાજા શૂરવિરોની પ્રસંશા કરવા લાગ્યો. અને પહેલાંજ પેલા મોટા ઘાવાળા સામું જોઈ, રાજા બોલવા લાગ્યો કે, ઓ રાજપુત્ર! તમારા લલાટમાં આ ભારે ઘા કઈ લઢાઈમાં થયો છે?

કુંભાર ધ્રુજવા લાગ્યો, અને બોલ્યો કે, સાહેબ, હું તો કુંભાર છું, અને લઢાઈનું કાંઈ કામ જાણતો નથી!!

**"राढ पडे रजपुत छुपे नहि, सूर्य छुपे नहि बादल छाया"**

# સદ્‍ગુણ અને તેનું પરિણામ.

સદ્દ્‍ગુણ એવો વિષય છે કે, તે તમારા અને દરેક માણસના ધ્યાનને યોગ્ય છે. ભલું કરવું અને સત્ય બોલવું એજ સદ્દ્‍ગુણ છે, તેટલામાટે તેનું પરિણામ માણસ જાતને અને વિશેષે કરીને પોતાનેજ લાભકારક છે. સદ્દ્‍ગુણને લીધે માણસ જાતના દુ:ખોની આપણને દયા આવે છે, અને તેમને તેમાંથી મુક્ત કરીએ છીએ. આપણને તે અંતરનું સુખ અને સંતોષ આપે છે, જે બીજા કશાથી મળતાં નથી, અને જેને બીજું કોઇ આપણી પાસેથી ચોરી શકતું નથી. દ્રવ્ય, અધિકાર અને મોટાઇ આપણી પાસેથી બીજા લોકના અન્યાય અને જુલમથી લઈ લેવામાં આવે છે. પણ સદ્દ્‍ગુણ ફક્ત આપણા ઉપરજ આધાર રાખે છે, અને કોઇપણ માણસ તેને આપણી પાસેથી લઈ શકતું નથી. માંદગી આપણા સબળા શરીરના શોખને લઈ લે છે, પણ તે આપણી પાસેથી સદ્દ્‍ગુણને તેમજ તેથી થતા સંતોષને લઈ શકતી નથી. જો કોઈ માણસે, જૂઠ, અન્યાય અને જુલમથી મોટો અધિકાર અને દ્રવ્ય

સંપાદન કર્યાં હોય, તો તેને તે ભોગવી શકતો નથી. કારણુ કે તેનું અંતઃકરણુ પોતાનાં કૃત્યોની યાદ હંમેશાં આપશે, અને તેથી તે રીબાશે, તેમજ તેણુ દ્રવ્ય મેળવવાના લીધેલા ઉપાયો માટે તેનું હૃદય તેને ઠપકો દેશે.

**સુલતાન મહુમદનો** ઇતિહાસ તમે જાણુતા હશો; તો માલૂમ હશે કે, તેણુ મરતી વખતે પોતાનો સઘળો ખજાનો બહાર કઢાવ્યો હતો, ને તે જોઇને પોતે રોયો હતો. તેવુંજ જ્ઞાન મહાન **સીકંદરને** પણુ થયું હતું; અને પાછલી અવસ્થામાં તેણુ લૂટ ફાટ બંધ કરી હતી, ને એક "**કલાનસ**" નામના અદ્દભૂત હિંદુ જોગીને સાંથે રાખ્યો હતો.

છેક અવસાને પણુ મનુષ્યને પોતાની કરણીનું ભાન થયા વગર રહેતું નથી.

"મૃત્યુ એ શબ્દજ સર્વને ભયંકર છે, અને તે આવવાનો સમય કોઈ જાણુતું નથી. જ્યારે તે આવે છે ત્યારેજ તેનો સમય છે. મૃત્યુની સામા કંગાળ ને ભૂપાળ, મહેરબાન ને કદરદાન, સઘળા સમાનજ છે. શુભાશુભ કર્મ કર્ત્તા હાડમાંસના પીંજરામાંથી આત્મા નીકળીને પ્રયાણુ કરે છે, ત્યારે નથી રહેતી કોઈની પ્રભુતા

કે, નથી રહેતી કોઈની લઘુતા, સઘળા સમાન! માટે 'સદ્દગુણ' એ જીંદગીને અવસાને શાન્તિનું મોટામાં મોટું સાધન છે."

---

# गयो वखत पाछो न आवे.

કેટલાંએક માણસો દ્રવ્યના મુલ્યનો વિચાર લાવ્યા વિના, ખૂટતાં સુધી ખર્ચ કર્યાં જાય છે. તેજ પ્રમાણે ઘણા આળસુ માણસો પોતાનો વખત નકામો ગાળે છે. પછી જ્યારે જીવિતની ઉત્તરાવસ્થા આવવાની તેયારી થાય છે, ત્યારે વખતનો વધારે સારો ઉપયોગ કરવાની ફરજનું તેમને ભાન આવે છે, પણ તેટલામાં તો, બેપરવાઈ અને આળસની ટેવ સજ્જડ પડી ગએલી હોય છે. જે બંધનથી પોતે પોતાની મેળે બંધાઈ ગયાં હોય છે, તે બંધનથી મુક્ત થવા તેઓ સમર્થ થઈ શકતાં નથી.

• સુધરેલા દેશમાં છાયા યંત્રોઉપર વખત નકામો ન કાઢવા વિષે, બહુ અસરવાળા લેખો લખેલા હોય છે. જે દરેકની દૃષ્ટિએ સહજમાં જ્યાં ત્યાં આવે છે. તેથી કરીને વખતનો સારી રીતે ઉપયોગ કરવાનું

કેટલું જરૂરનું છે, તે વારંવાર લોકના લક્ષમાં આવે છે. યુવાન માણસોને એમ ધારવાની ટેવ પડી ગઈ હોય છે કે, આપણે તો એટલો બધો વખત છે કે, ખુશીમાં આવે તેટલો ગુમાવીશું, તોપણ પૂરતો વખત બાકી રહેશે. તેમણે જાણવું જોઇએ કે, "ખરચેલું દ્રવ્ય ઉદ્યોગથી પાછું મળે, વિસરેલું જ્ઞાન અભ્યાસથી પાછું આવે, શરીરની ખોઈ દીધેલી આરોગ્યતા, મિતાહાર અને ઔષધથી પાછી આવે, પણ ગએલો વખત કદી પાછો આવતો નથી." માટે એક પળ પણ નકામી નહિ ગાળતાં આપણા સૂવાનો, ઉઠવાનો, અભ્યાસનો, રમવાનો, ખાવાનો, વિશ્રાન્તિ લેવાનો વખત એવી રીતે વહેંચી દેવો જોઇએ કે, એક પળ પણ નકામી જાય નહિ.

## दोहरा.

એક વખત વેળા વટી, ફરી ન આવે તેહ;
માટે કાળ ન ગાળવો, સમજી મનમાં લેય. ૧

યોગ્ય ઉદ્યમે સમયને, કહાડે, જે કો રંક;
કો કાળે રાજા બને, જાણ ભાઈ નિઃશંક. ૨

માણસ પૂછે છે ઘણાં, જરૂર જરૂરનાં કાંમ;
ફોગટ પળ ન વટાવીએ, તો ફળ આપે રામ. ૩

**ક. નર્મદ.**

---

# जगत्मां आवीने शुं कमायो?

## दोहरा.

બચપણમાં બહુ મોજ કરિ, ધરી જુવાનની કાય,
વૃદ્ધાવસ્થા વાઘણી, આવતી એ દેખાય! ૧
જળ ફૂટલ [1]ઘટ માંહ્યથી, ખળખળ ચાલ્યું જાય,
આયુષ્ય તારૂં પ્રાણિયા, હડ હડ હાલતું થાય. ૨
કર વિચાર કે કેટલાં, ગયાં ઘડીપળ પ્હોર,
એમ બિજાં વળી વીતશે, ભાઈ! ચેત ચકોર! ૩
ગયું ગયું એ વરશ ગયું, જશે ચાલતું તેમ,
આવતું દેખીશ કે નહીં, કહિ શકાય તે કેમ? ૪
વર્તમાનને ગત તણો, માટે કર વિચાર,
ભવિષ્યમાં જીવવું નથી, ધારિ એમ એકવાર. ૫

---

૧ ઘડો.

કહે કમાયો કેટલું, ક્યાં કર્યાં શુભ કામ,
પ્રભુને સંભાર્યા કહે, પળ કેટલી તમામ ? ૬
સ્વદેશ માટે શું કર્યું, સ્વાર્થ વિસાર્યો લેશ ?
ટાણે વિજય વિચારજે, મરતાં ન થાય કલેશ. ૭

**મધુકર બાળવિલાસ.**

---

## મન અને બાગનું સરખાપણું.

આપણે કોઈ **બાગ** જોઈ, અથવા તેમાં બેસી આનંદ પામીએ છીએ. પણ તે કેમ બન્યો હશે, તેનો બરાબર ખ્યાલ આપણા મનમાં ભાગ્યેજ આવ્યો હશે. તેથી તેને કેવી રીતે બનાવવામાં આવે છે, તે તમો '**બાળકોને**,' જાણવાની જરૂર છે. પહેલાં તો અંદર ક્યારા બનાવી, કઠણ જમીનને ખોદી પોચી કરવામાં આવે છે. પછી જ્યારે **વસંત** રૂતુ આવે છે, ત્યારે તેમાં બી ઓરવામાં આવે છે, અને તે ઓર્યાં પછી રોજ અંદર પાણી સીંચી, નકામા રોપા ખેંચી નાખવામાં આવે છે. જો આ પ્રમાણે રોજ સંભાળ લેવામાં આવે, તોજ રમણીય બાગ બને છે

આપણું મગજ–મન–બાગના જેવું છે. તેને પણ નાનપણથી કેળવવું પડે છે. પછી જ્યારે તે બાળક જરા મોટું થાય છે, ત્યારે જેમ **વસંત** ઋતુમાં માળી બાગમાં બીઆં વાવે છે, તેમ શિક્ષક તેના મગજમાં "પાઠ અને જ્ઞાનરૂપી બી વાવે છે." જેમ બાગમાં વાવેલાં બીઆં ઉપર રોજ પાણી સીંચવું પડે છે, તેમ બાળકના મગજ રૂપી બાગની અંદર પાણી સીંચવાનું તથા નકામા રોપા ખેંચી કાઢવાનું–પાઠ બરાબર સમજીને વાંચવાનું અને પોતાનામાં જે દુર્ગુણ હોય તે દૂર કરવાનું, કામ બાળકનું પોતાનું છે. જો, તે બરાબર સમજીને પોતાના પાઠો કરે, તો તે કોઈ દિવસ તેનું કામ કરવામાં તેને મદદ કરે છે. અને તે તેના 'મગજ રૂપી બાગની અંદર બુદ્ધિ રૂપી ફૂલોનાં વૃક્ષ તરીકે ઉગી નીકળે છે,' જેની સુગંધ વિદ્વાન પુરૂષોને ઘણી ગમે છે. જો, તે પોતાના પાઠ ધ્યાન દઇને ન શીખે, અને પોતાનો બાલ્યકાળ–નાનપણનો વખત–વ્યર્થ ગુમાવે, તો તે પાછળથી, પોતાની ભવિષ્યની જીંદગીમાં ઘણો પસ્તાય છે.

વ્યર્થ વખત કાઢવાનો પસ્તાવો, મને મારા જાત અનુભવથી થયો છે, જે હું તમોને નીચે દર્શાવું છું.

# બાલ્યકાળ વૃથા કાઢનારનો પશ્ચાત્તાપ.

## ચર્ચરીછંદની ચાલ.

મુજ[2]જનક ને[3]જનની કૃપામહિં મોદમાં હું હતો [4]યદા,
ચિંતાગ્નિના પરિતાપથી મુજચિત્ત મુક્ત હતું [5]તદા;
તે સમય તો રમવા અને જમવા વિષે સઘળો વહ્યો,
ધિક્કાર વાર હજાર મુજને બાલ્યકાળ વૃથા ગયો. ૧

શાળાજ [6]કારાગૃહ ગણી ગુરુનેજ શત્રુસમ ગણ્યો,
માની [7]હળાહળ ઝેર વિદ્યા શબ્દ એકે નવ ભણ્યો,
આળસ,[8]પ્રમાદ,કુસંગમાં હું [9]મગ્ન રે! અતિશય થયો,
ધિક્કાર વાર હજાર મુજને બાલ્યકાળ વૃથા ગયો. ૨

બહુ ધ્યાન દઈ ભણુનારને હું મૂર્ખ કહી ધિક્કારતો,
રમવા ન આવે તો પછી કદિ લાગ મળતાં મારતો;
તે લોકનો વિદ્યાપ્રભાવે વિજય આ વિશ્વે થયો,
ધિક્કાર વાર હજાર મુજને બાલ્યકાળ વૃથા ગયો. ૩

---

૧ બાળપણ. ૨ બાપ. ૩ મા. ૪ જ્યારે. ૫ ત્યારે.
૬ કેદખાનું. ૭ સખત, ૮ બેદરકારી. ૯ ડુબેલો.

વિદ્વાનમાં બહુ [૧]માન્ય તે [૨]વિદ્યવિલાસી ગણાય છે,
મિત્રો સગાં સજ્જન સદા ગુણ તેમના બહુ ગાય છે;
અજ્ઞાન ને દારિદ્રયનો હું ભોગ મુજ પાપે થયો,
ધિક્કાર વાર હજાર મુજને બાલ્યકાળ વૃથા ગયો. ૪
વિદ્યાવિનાં ન વિવેક તેથી લક્ષ્મી સર્વ ગઈ વહી,
[૩]ગતકાળના સુખની કથા [૪]અવશેષ દુખ માટે રહી;
વિદ્યાવિના મુજ ભાગ્યમાં અજ્ઞાન અંધાપો રહ્યો;
ધિક્કાર વાર હજાર મુજને બાલ્યકાળ વૃથા ગયો. ૫
રે! **બાળ** આ મુજ કર્મકહાણી જરુર ઉરમાં ધારજે,
કદિ થાય આળસ શીખતાં કે તરત તે સંભારજે;
[૫]સેવ્યાં ન ગુરૂ **પદ** સ્નેહથી નહિ ભક્ત [૬]**ભારતીનો** થયો,
ધિક્કાર વાર હજાર મુજને બાલ્યકાળ વૃથા ગયો. ૬

---

## હરિફની જરુર.

પોતાના મતથી વિરૂદ્ધ બોલવા વાળા અને કામ કરવાવાળાઓની પણ બહુ જરૂર છે. તેઓ પરોક્ષે

---

૧ માનવાયોગ્ય. ૨ વિદ્યાથી આનંદ મેળવનાર. ૩ ગઈ વેળાના ૪ બાકી. ૫ ગુરૂની સેવા કરી નહિ. ૬ સરસ્વતી.

આપણા સ્નેહિ છે, એમ માનવું જોઇએ. જેને આ દુનિઆમાં પોતાનો હરિફ અગર દુશ્મન નથી, તેની પોતાની નીતિ, રીતિ, સ્થિતિમાં ફેરફાર થવાનો અવકાશ નથી. આપણા હરિફથી આપણા કામમાં અગર ધંધામાં સુધારો કરવાની જરૂર પડે છે. આપણે કોઈ રસ્તો ભૂલતા હોઇએ, અગર ભૂલથી કાંઈ ખરાબ કામ થતું હોય તો તેનો તે અટકાવ કરીશકે છે, અને આપણું તથા સામાનું વ્યાજબી ગેરવ્યાજબી જણાઈ આવે છે. જગત્માં નિર્વાહનાં સાધન જેવાં કે, વેપાર રોજગાર, સંસાર વ્યવહાર, વિદ્યા વિનોદ, એમાંનું કંઇપણ હરિફાઇવિના બનતું નથી, માટે દરેક કાર્યમાં હરિફની જરૂર છે.

---

## સાવચેતી.

**મગન મહેતાજી વાઘજીપુર** ગામની વહુ પરણી લાવ્યા, અને રૂ ૭) ભાડું કરી, સાત રસ્તા ઉપર એક ઓરડી રાખી: ઘરમાં પોતાની સ્થિતિ પ્રમાણે વાસણ કુસણ, રાચ રચીલું, સીધુ, સામાન લાવી સર્વે વ્યવસ્થા કરી. દશવાગે જમીને શાળામાં જવા નીકળ્યા, તે વખતે

પોતાની પત્નીને કહે છે કે, સાંજે હું જરા મોડો આવીશ, કારણ કે મારે **મહાલક્ષ્મીના** સ્ટેશન માસ્તરના દીકરાને ખાનગી ભણાવવા જવું પડે છે. માટે તમો સાંજે દીવો દેવતા સળગાવી ખાવાનું કરી રાખજો. "આ ખૂણામાં 'ધાસલેટ' તેલની બાટલી છે."

સાંજે બાઇએ રાંધવાની તૈયારી કર્યા પછી, દીવાના કોડીઆમાં દીવેટ બનાવી 'ધાસલેટ' પૂર્યું, અને દીવો પ્રકટયો, કે એકદમ મોટો ભડકો થયો, અને થોડી વારમાંજ આખો માળ બળી ગયો. ઘરનો માલીક **અંધેરી** હવા ખાવા ગયો હતો.

**મગન મહેતાજી** ઘેર આવ્યા તો, નીચેના રસ્તામાં ઘણાં માણસો સાથે, એકજ લુગડે પોતાની સ્ત્રીને જોઇ! ઘરધણી સવારમાં શાક ભાજી લેવા **મુંબાઈ** આવ્યો, તો ઘર ઉપર [1]**લાલબાઈની** ચોકી ફરી વળેલી જોવામાં આવી! ઘેર જલદી જઇને **વીમાની** રસીદ જોઈ તો તેમાં મુદત થઈ ગએલી, અને બીજા વરસના પૈસા ભરેલા નહિ, તેથી મહેતાને ખૂબ ઠપકો આપ્યો, અને

---

૧ દેવતા.

પોતે પસ્તાવા લાગ્યો કે, "નાની ભૂલ કેટલું મોટું નુક-સાન કરે છે."

**મગન મહેતાને** લોકોએ કહ્યું કે, તમો બીજાને ભણાવવા જાઓ છો, પણ તમારૂં ઘર તો છેકુંજ આંધળું છે!! (અવકાશે ઘર તરફ પણ દૃષ્ટિ કરવી જોઇએ.)

---

## સ્વદેશી ચીજ તરફ પ્રીતિ.

એક ઈંગ્રેજ ગૃહસ્થ **આફ્રિકામાંથી** એક સીદીને ચાકર તરીકે **ઇંગ્લાંડ** લઈ ગયો હતો. ત્યાંના મોટા અને સુંદર મહેલોને મકાનો, બાગ બગીચાઓ અને કારખાનાં વગેરે જોયાં, પણ કશાથી તેને આનંદ થયો નહિ. દિલગીરી એ કે, પોતાના સ્વદેશનું માણસ તો રહ્યું, પણ પશુ પંખી પણ નજરે પડયું નહિ. આથી તેને આખા શહેરની શોભા નિરસ લાગી, અને દર-રોજ ઉદાસી જેવો દેખાતો હતો. એક વખતે તે પોતાના સાહેબની વાડીમાં ફરતો હતો, ત્યાં તેણે ખજૂ-રીનું ઝાડ જોયું; તે જોતાંજ એકદમ તેની પાસે જઈ

તેને બાથ ભરી ખૂબ ભેટયો, અને રોઈ પડયો, ને બોલ્યો કે, "અરે! મારા સ્વદેશી! તું મારી પેઠે અહીં ભૂલું પડયું છે કે શું?" આ વખતે સાહેબ વાડીમાં ફરતો હતો, તેણે સીદીને ઝાડથી છોડવી, તેમ કરવાનું કારણ પૂછયું. સીદીએ પોતાના મનની તમામ વાત સાહેબને કહી. સાહેબ આથી બહુ ખુશ થયો, અને બોલ્યો કે "દરેક પ્રાણીને પોતાના સ્વદેશની ચીજ તરફ પ્રીતિ હોય છેજ."

---

## સાયંકાળની સમુદ્રયાત્રા.

### માલિની વૃત્ત.

અતિશય સુખદાયી [1]રમ્ય તારા તરંગો.
શિતલ પવન લ્હેરે શાન્ત કીધાં [2]મમાઙ્ગો;
તટ પર અથડાઈ શબ્દ જે તું કરેછે,
વિપદ સકલ મારી જોતજોતાં હરે છે. ૧
ફરર ફરર કતાં [3]વારિનાં [4]બિંદુ નાખી,
વશ કર્યું મન મારૂં તેં દયા દેવ દાખી;

---

૧ શોભિતા. ૨ મારાં અંગો. ૩ પાણીનાં. ૪ છાંટા.

તુજ ગુણગણના તે શી કરૂં મિત્ર મારા?
અનહદ કરૂણાથી તાપ મારા નિવાર્યા. ૨

નજર અધિક છેટે નાખતાં તારૂં રુપ,
અતિશય મહિમાથી જોઉં છું પૂર્ણ ભૂપ;
રવિરથ તુજપાસે આવતો રમ્ય લાગે,
તુજ અવિચલ [૧]મૈત્રી મિત્ર પોતે શું માગે! ૩

અગર ગગન સાથે સિંધુને જોડવાને,
[૨]વિષમ, કલહકેરાં બંધનો તોડવાને;
સકલ જગત કેરા [૩]મિત્ર પોતે પધાર્યા!
[૪]રૂચિર, [૫]વિમલ, રાતાં, [૬]અંશુ જેણે પ્રસાર્યા. ૪

તુજજલ બહુ ખારૂં મિત્રથી મિષ્ટ થાય!
ગગન મહિં જતાં તે શ્રેષ્ઠ સૌથી ગણાય;
[૭]જલદસમય આવાં કાર્યથી રમ્ય લાગે,
[૮]જલદપતન થાતાં જંતુની ભૂખ ભાગે. ૫

જલદસમય તું ને મિત્ર બંને કરો છો,
સકલ જગત કેરા તાપ તેથી હરો છો,

---

૧ હોરતી, ૨ સમ નહિ તે. ૩ સૂર્ય, ભાઈબંધ. ૪ મનગમતાં. ૫ સાફ. ૬ કિરણ. ૭ ચોમાસું. ૮ વરસાદનું પડવું.

ગગન, ઉદધિ સાથે મિત્રનો સ્નેહ જામો,
સકલ જગત જંતુ શાન્તિ મધ્યે [1]વિરામો. ૬

## कोरटने दरवाजे न जवुं.

**નડિયાદ** ગામમાં એક ગૃહસ્થે ઘર ચણાવવા માંડયું તેના કરામાં હવા માટે બારી મૂકવાની હતી. બાજુમાં એક ખેડાવાળનું ઘર હતું, તેને ઘણી આજીજી સાથે કહેવામાં આવ્યું, ને જે પંચ કહે તેટલા પૈસા પણ આપવાને કબુલ કર્યાં, પણ તે ખેડાવાળે માન્યું નહિ. કેસ ઘણી લાંબી મુદત સુધી ચાલ્યો, અને આખરે બારી મૂકવાની પરવાનગી મળી. આ લડાઇથી ખેડાવાળને એટલું ખર્ચ થઈ ગયું કે, તેજ ઘર તેને બીજાને વેચાણ કરી આપવું પડયું. ત્રીજા પાડોશીએ તેની મશ્કરી કરીકે, ખરે! તેં તારી જગોમાં બારી નજ મૂકવા દીધી! પણ એ જગો બીજાની થઈ ત્યારેજ આમ બન્યું!

"बिना बिचारै जो करै, सो पाछै पछीताय;
काम बीगारैं आपनौ, जगमें होत हसाय."

---

1 નિરાંતે બેસો.

### છપા.

મમતે ખરચે દ્રવ્ય, મમતથી વીવા માંડે;
મમત કપાવે શીશ, મમતથી માયા[1] છાંડે.
મમતે હારે હોડ, મમત ઘરબાર ઘટાડે;
મમત ચડાવે આળ, મમત તો માન મટાડે.
મોટા પુરૂષો સઉ માનજો, રૂડી વાતમાં રેલજો;
**શામળ** કહે જીતો જગતમાં, મિથ્યા મમત્વ મેલજો.
મમતે જાય વિદેશ, મમત તો રાજ્ય મુકાવે;
મમતે મૂકે શરમ, મમત ચતુરાઈ ચુકાવે.
મમત કપાવે કીર્તિ, મમત અપજશ ઓપાવે;
દુઃખનો ડુંગર મમત, ઝેરનાં તરૂ[2] રોપાવે.
મમતે તો મોટમ નહિ રહે, મમત થકી મરવું પડે;
**શામળ** કહે મમત્વ મૂકજો, મમત નકી નરને નડે

---

## બોધવચન.

૧ વિના સ્વાર્થે કોઈપણ જાતનો વ્યવહાર સંભવતો નથી.

---

૧ પ્રીત, પૈસો. ૨ ઝાડ.

૨ હિંમત વિના હથીયાર કંઈ કામ કરી શકતું નથી.

૩ દરેક કામ માથે પડે ત્યારેજ આવડે છે.

૪ ભંયવિના પ્રીત નહિ.

૫ ભૂત પ્રેતના ઢોંગને સુધરેલા પુરૂષો માનતા નથી.

૬ સત્કાર્યનું ફળ કદી જતું નથી.

૭ કોઈ પણ શુભ કામમાં નિરાશ થઇએ, તો પણ તે ફરીફરીને આરંભવું.

૮ ધન અને સત્તાથી અંધ થએલા અજ્ઞાની આ- ગળ યાચના ન કામી છે.

૯ લોકની નિંદાને સ્વાધિન થઈ સત્કાર્યને પડતું ન મૂકવું.

૧૦ દેશ દ્રોહી થનાર મહા પાપી છે.

૧૧ કાને સાંભળેલી વાત ઘણી વખત ખોટી પડે છે.

૧૨ સત્સંગનો પ્રભાવ મોટો છે.



# मीर करतां फकीर सारो.

એક **અમીરે** પોતાને ત્યાં ઘરડાં થયેલાં જનાવરોને વેચી નાખવા માંડયાં. ત્યારે તેમાંથી એક ઘરડા **ઘોડાએ**, બહાર આવી કહ્યું કે, “અમારી જુવાનીમાં કામ લેવા, તમે તથા તમારી પ્રજાએ કંઈ વિચાર રાખ્યો નથી. અમોએ તમારી મરજીને અનુસરી, ફરજ બજાવવામાં કદી પણ પાછી પાની કરી નથી. છતાં, અમારી આખર અવસ્થાએ, આવી કદર બુઝી છે! આ કરતાં અમે કોઈ **ફકીરને** ત્યાં હોત તો વધારે સારૂં! કે, પાછળના જીવનની આટલી બધી ચિન્તા રહેત નહિ. કારણકે તે ભીખ માગીને પણ અમારી નોકરીનો બદલો આપત!”

## शिखरिणि.

ઘણાં વર્ષો જીવ્યો, જનક જનની સુખ લઈ,
સતી નારી પામ્યો, સુગણિવળી સૌ સંતતિ થઈ;
ઘણો પૈસો દીઠો, મહિપતિ સમુ માન મળીયું,
ઘણેરી સાહેબી, સહિત દિશ સૌ નામ નિકળ્યું. ૧

બગી, હાથી, ઘોડા, સરસ સુખ પાલાદિક વીષે,
દશે દિશામધ્યે, વિચરિ કરિ સંતુષ્ટિ અતિષે;
ગણિકા નાચંતી, થન, થન, સભા ખંગ કરતી,
કવિ.ભાટાદીઓ, મધુરિ કરિ ખુશામત અતી. ૨
મર્યાં જીવ્યાં કોટી, તુજશીર ધુણાવે પળ વિષે,
ધ્રુજી કાયા મોટી, સ્વર સુણી રીપુના દળવિષે;
ન ચાખીઓ મૂર્ખ, પ્રવૃતિ પરમાર્થી રસભરી,
સુધાભૂનું ચાખ્યું, વિજય નથી તે ત્યાં લગી જરી. ૩

---

## सद्‌गृहस्थ कोण?

જે બીજાઓના હિત માટે વિચાર કરે છે, જે પોતાના હિત માટે વિચાર કરતો નથી, જે સૌને જીંદગી ખુશ કારક કરવાની ઇચ્છાથી, સૌને ગમતો, તેજસ્વી (પવિત્ર) અને માયાળુ છે. જેની વર્તણુક અને વાણી સભ્યતા ભરેલી છે; જે જિતેંદ્રિય અને પરમાર્થ કરવામાં સ્વાર્થનો ત્યાગ કરે એવો છે, જે પોતાના જાતિ ભાઈઓના હિત માટે પોતાનો જીવ આપવાને ખુશી છે,— આવો માણુસ ઉપલા નામને યોગ્ય છે.

જે ખરો **સદ્‌ગૃહસ્થ** હોય તે નિઃસ્વાર્થી હોવો જોઈએ, તેની વૃત્તિયોમાં નિર્મળતા અને તેના વિચારમાં ઉદારતા જોઈએ. ધનવાન, કે અધિકારવાળા માણસને સદ્‌ગૃહસ્થ માનવો, એમ કંઈ નથી–ગરીબમાં ગરીબ માણસ પણ તે સ્થિતિ ભોગવી શકે છે.

"The honest Man tho' e'er see poor,
Is king o' men for a' that."

પ્રમાણિક માણસ ગમે તેવો ગરીબ હોય, તોપણ તેના સદ્‌ગુણને લીધે તે માણસોના રાજા જેવો છે.

---

## कृतार्थता विषे.

### चोपाई.

ક્ષુધાતુરને દઈ અન્નદાન, ભાગે ભૂખનું દુઃખમહાન
તૃષા તુરને જે જલ આપે, દુઃખદાયક તરસને કાપે. ૧
ટાઢે મરતાને વસ્ત્ર ઓઢાડે, દઈ ઔષધ રોગ મટાડે,
વાણી મીઠી વદે સર્વકાળ, દઈ ધીરજ ટાળે ફાળ. ૨
બળે નિર્બળ રક્ષા કરે, ધને પાત્રની પીડા હરે;
વિદ્યા દાને જ્ઞાન વધારે, સમભાવે કલેશ નિવારે. ૩

પરદુ:ખ દેખી દુ:ખી થાય, કરે બનતી સદા જે સહાય;
મન વચનમાં ભેદ ન રાખે, નહિ કર્મ કરે સત્ય પાખે. ૪
કરે ઉપાય શાન્તિ થાવા, શુભ સમય વૃથા દે ન જાવા,
તેજ જીવ્યો જગતમાં ભાઈ, બાકી મિથ્યા સર્વે વડાઈ. ૫

## छपो.

જીવ્યો જશ લેનાર, જિવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જિવ્યો જે સામદ શૂરો.
જીવ્યો ભાવિક ભક્ત, જિવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો કિરતીવંત, જિવ્યો કવિયેજ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણવો, જેનિ આશ સઉકો કરે;
**શામળ** કહે જીવ્યો તેહજન, જે સંકટ પરનાં હરે.

---

# उजडगाम फरी वस्यां.

**સુલતાન મહમદે હિંદુસ્તાનપર** સત્તર સ્વારી કરી છે. તે તમો બાળકોને વિદિત છે. બીજું **ઈરાનના** રાજ્યનો તેણે નાશ કરી નાખ્યો હતો, અને અનેક ગામોને તેણે ખંડિએર કરી હજારો **હિંદુઓને** ગુલામ બનાવ્યા હતા. તેનો વજીર પક્ષીની

ભાષા કોઈ ફકીર પાસેથી શીખ્યો છું, એવું ડોળ ઘાલતો હતો.

એક વખતે રસ્તાની મુસાફરીમાં રાત્રે બે ઘૂવડ પક્ષીઓને બોલતાં રાજાએ સાંભળ્યાં, અને તે સંબંધનો હેતુ સમજવાને વજીરને હુકમ કીધો. વજીર ઝાડપાસે જઈ બહુ ધ્યાનપૂર્વક સાંભળવાનો ડોળ કરી, પાછો આવ્યો; અને બોલ્યો કે, ખુદાવંત! તે જે કહેછે તે કહેવાને મારી છાતી આપના આગળ ચાલતી નથી! આથી સુલતાનને તે જાણવાની બહુ આતૂરતા થઈ, અને તેના બોલે બોલનો અર્થ કરી જવા જલદી ફરમાવ્યું.

**વજીર** બોલ્યો એ બન્ને પક્ષીઓમાં એકને છોકરો છે, ને બીજાને છોકરી છે. તેઓ અરસપરસ લગ્નનાં સહી સાટાં, કરે છે; તેમાં કન્યાનો બાપ કહેછે કે, તમે અમારી છોકરીને 'સ્ત્રીધન' તરીકે, ૫૦ ગામ ખંડિએર થઈ ગએલાં આપશો તો અમારે વેવીસાળ કબૂલ છે. ત્યારે વરનો બાપ કહેછે, "ઓહો! ૫૦ ને બદલે ૫૦૦ આપીશું, કારણ કે જ્યાંસુધી ખોદા **મહમદ સુલતાનને** કાયમ રાખે, ત્યાંસુધી અમને ઉજડ ગામોની ખોટ પડવાની નથી."

આ સાંભળી સુલતાનને પોતાનાં કૃત્યોનો ઘણો પ-સ્તાવો થઈ આવ્યો; અને વજીરને હુકમ કર્યો કે જે જે ગામો આપણાથી નાશ પામ્યાં છે, તેમને ફરી જલદી વસાવી દેવાં.

"મોટાઓની યુક્તિ પ્રયુક્તિપણ મોટાં સબળ કામો કરેછે."

---

## बावा आक तो, कहे आने दे सवा लाख!!

એક મીયાં અને તેનો છોકરો બહારગામ જતા હતા. રસ્તામાં રાત પડી ગઈ અને ઘોર જંગલ આવ્યું, ત્યાં રસ્તામાં છૂટાં છવાયાં આકડાનાં ઝાડ દૂરથી જોવામાં આવ્યાં. તેથી મીયાં ભાઇએ જાણ્યું કે, કોઈ ચોર બેઠા છે, અને મનમાં બીવા લાગ્યા ને છોકરાને કહેવા માંડયું કે, આ પેલા કોઈ ચોર બેઠાછે! "જો આગળ હું તપાસ કરવા જાઉં તો માર્યો જાઉં અને તારી મા રંડાય! અને તું જાયને કદિ માર્યો ગયો તો પારકી બેટી રંડાય! એથી કંઈ આપણે ઘેર ધાંચ આવે નહિ!"

"છોકરો કહે અચ્છા બાવા, હમ જાતે હેં" જઈને જુએછે તો આકડાનાં ઝાડ જોવામાં આવ્યાં, અને બાપને કહેછે કે, બાવા એ તો આક હેં; તો મીયાં કહે 'અબ, કયા ડરહેં આને દો સવા લાખ'!!

---

# मरती वखतनी छेल्ली उमेद.

એક ગૃહસ્થે પોતાના મરણ વખતે વકીલને બોલાવી વશિયતનામું કરાવ્યું.

**વકીલ**—શેઠ, લોકતો, બહાર બે ત્રણ કરોડની વાત કરે છે, ને તમારી મીલકતતો બહુ નાની જણાય છે!

**ગૃહસ્થ**—હા, સાહેબ, પણ આપને એટલી અરજ છે કે, મારી 'પાયદસ્ત' નીકળી રહે, ત્યાંસુધી '**વિલની**' બીના આપની પાસેજ દાબી રાખશો." "હું ઇચ્છું છું કે; મારી '**પાયદસ્તની મીજલસ**' મોટી થાય! અને હાલ મારો **ભેદ** કોઈ સમજે નહિ."

**વકીલ**—શેઠ ધર્માદા તો કંઈ લખો?

**ગૃહસ્થ**—મેં તે સર્વ, મારાં છોકરાં સ્ત્રીનેજ ધર્માદા કરેલું છે; બીજે ક્યાં વળી આઘો જાઉં!

**વકીલ**—(મનમાં) માન કંઈ માગ્યું મળતું નથી પણ સારાં સારાં કામ કરનારની પાછળ તે એની મેળે દોડયું, દોડયું આવે છે. કલેશ રહિત મન થવું, એ પણ હરિની કૃપા હોય તોજ બનેછે.

**"जिवन जाको सफल हैं, जगत सराहे जाह;**
**जश जिवन अपजश मरन, कहत अकबर शाह."**

---

## मेघ.

### लावणी.

કાળા વાદળથી ઘેરાયું જુઓ ગગનતલ આખું આજ,
અંધકાર થઈ રહ્યો બધે શું પૂર્ણ થયું રવિવરનું રાજ;
સમુદ્રજલથી હોય ભરેલો તેવું દીસે છે આકાશ,
મોટા મત્સ્યો[1] સરખી જૂઓ ધસે વાદળી ચારે પાસ. ૧
જુઓ પણ પડતી જલધારા કરે ગર્જના મોટા ઘોષ,
ખેંચિ જાય જલપૂર્ણ નદી આ જે વસ્તુ કરતી પ્રતિરોધ[2]

---

૧ માછલાં. ૨ અટકાવ.

ટપટપ વૃક્ષતણા પત્રોપર જૂઓ પડે જલબિંદુ અનેક,
શીતળ સુખકર વાયુ ઝપાટે જૂઓ ઝુકે આ વૃક્ષ દરેક.૨
ભૂમિપરજળપર ને ગિરિવરપરખરે થયું! જલધરનું[1] રાજ,
કરે કડાકા ગગન વિશે બહુ હર્ષ બતાવાને એ આજ;
પડે વીજળી કરે ઝબુકા ચમકાવે પળમાં દશ વાર,
જાણે તિમિરપ્રકાશ રૂપે એ ધરતી હોય ઘણા અવતાર. ૩
વરતાવી નિજઆણ જગતમાં કરશે મેઘ અધિક સુખભાઈ
લીલાંછમ ખેતર જોવાની દેશે સૌને એજ વધાઈ;
મલ્હારે ગર્જાવી દેશે રમણિક વનને વારંવાર,
પશુ, પક્ષી, માણસ આદિના સુખનો ભરશે એ ભંડાર.૪

## વગર સમજે કામ કરવા વિષે.

**ધોળકા** ગામની તમો 'ગીતાને બદલે ઘેટું' લાવનારની વાત તો જાણુતાજ હશો.

એક ગામવાળા કહે કે, "અમારા ગામની સીમ અહિં સુધી છે," અને બીજા ગામવાળા કહે કે, "પણ સુધી છે." આ ટંટો ઘણા વરસ સુધી ચાલ્યો. તેનો નિકાલ

---

[1] વરસાદ.

કરવા એક સાહેબ ગયો હતો. એક પક્ષવાળા કહે કે, જો, આ લોકો ગીતા ઉપર હાથ મૂકે, તો અમો અમારી તકરાર છોડી દઇએ. સામાવાળાએ હા કહી, તેથી સાહેબે સિપાંઇને હુકમ કર્યો કે, "તુમ ગાંવમેં જાકર કોઈ બમનકે ઘરસેં ગીતા લાઓ." 'બહુત અચ્છા સાહેબ' એમ કહી ગામમાં દોડયો. પણ સાહેબે શું કહ્યું તે બરાબર સમજેલો નહિ, તેથી ભરવાડને ત્યાંથી એક ઘેટો લઈ આવ્યો, અને તે હાંસી ને અપમાન પામ્યો.

આવી રીતે ઘણાં બાળકોને બજારમાં મોકલતાં, વખતે 'મગને બદલે મરી' લાવેછે, અને કહેલી ચીજોમાંથી એક બે વસ્તુ ભૂલી આવેછે. સાંજે લેસન ( ઘેર કરવા આપેલું અનુકરણ ) ઉતારવામાં 'ભૂગોળને બદલે ભૂતળ લખે' એવી ઘણી ભૂલો આપણા જોવામાં આવેછે, એ સર્વે ઉતાવળ, ગરબડાટ અને ગભરાટનાં પરિણામ છે. માટે દરેક બાબતમાં બરાબર લક્ષ આપ્યા વગર કોઈ કામ યથાર્થ થતું નથી.

પહેલાં આપણને શું કહેવામાં આવેછે, તે બરાબર સાંભળવું જોઇએ, ને તે સ્મરણમાં ન રહે તેવું હોય તો, કાગળ ઉપર તેની નોંધ કરવી જોઇએ, પણ 'ગીતાને

બદલે ઘેટું' લાવનારની માફક હાસ્યાસ્પદને યોગ્ય ન થવું જોઇએ.

---

## બોધવચન.

૧૩ અનુભવથી ડહાપણ અને કસરતથી બળ વધેછે.
૧૪ માણસનું માપ તેનું મન છે.
૧૫ પ્રમાણિકપણું એ ઊમદા સદ્ગુણ છે.
૧૬ કંજુસની કીર્તિ વિસ્તાર પામતી નથી.
૧૭ પુર્ષાતન વિના કોઈ કાર્ય બનતું નથી.
૧૮ હલકી વાત પોતાના લાભની હોય તોપણ સાંભળવી નહિ.
૧૯ ઉદાર અને ન્યાયિ માણસ હંમેશાં માન પામેછે.
૨૦ દુરજન કદાપી વિદ્યા શીખેલો હોય, તોપણ તે મિત્રતાને યોગ્ય નથી.
૨૧ ખોટી ખુશામત કરનાર દંભી અને તાત્કાળીક હેત બતાવનાર મિત્ર ઉપર એકદમ વિશ્વાસ રાખવો નહિ.
૨૨ આવકના પ્રમાણમાં ખર્ચ કરવું.

૨૩ અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, પવિત્રતા, ઈંદ્રીય નિગ્રહ, પરોપકાર, દયા, મનપર સંયમ, તથા ક્ષમા એ નવ ધર્મનાં સાધન છે.

૨૪ વિદ્યા અને ધન સંપાદન કરતી વખતે હું અમર છું એમ માનવું.

---

# તપાસ કરવાની ટેવ.

## ભાગ ૧.

આપણે ચોથી ચોપડીમાં એક ફકીર અને વાણી-આની વાત વાંચી ગયા છીએ કે,

"ફકીર વગડામાં ચાલ્યો જતો હતો, તેને એક વાણીઓ સામો મળ્યો. ફકીરે તેને પૂછ્યું, શેઠ તમારૂં એકાદ ઊંટ ખોવાયું છે? તેની જમણી આંખ ફૂટેલી, ડાબે પગે ખોડું, આગલો દાંત પડેલો, તેની એક બાજુ મધ અને બીજી બાજુ ગહૂં લાદેલા છે? આ સર્વ સવાલના જવાબ થયા પછી, જે આનંદ અને આશ્ચર્ય સર્વને લાગ્યું, તે બિના તમો સર્વને માલૂમ છે, એટલે તે પુનરાવર્તનની જરૂર નથી. પણ આવલોકન કર-

વાની શક્તિ શું કામ કરી શકે છે, તે તમોને બતાવવાનો સહજ પ્રયત્ન છે. જેને અવલોકન કરવાની ટેવ હોય છે, તેજ મોટા મોટા શોધો કરવાને સમર્થ થાય છે. એમ કહેવામાં આવે છે કે, ફળને ઝાડપરથી પડતાં જોયું, તે પરથી પ્રસિદ્ધ **ન્યૂટને ગુરૂત્વાકર્ષણનો** નિયમ શોધી કાઢયો.

પૈડાંવાળી ચાહદાની ખુબતપી ગયાથી માંહેની વરાળના બળવડે, તેને સગડી ઉપરથી ભોંયપર કૂદી આમ તેમ ફરતી દીઠી, તેપરથી વરાળની મદદ વડે, આગગાડીઓ દોડાવવાનું **વોટને** સૂઝયું. ધુમાડાને ઊંચે ચઢતો અવલોકીને હવામાં ઉડવાનાં બલૂનો બનાવવાનો **મોન્ટગોલ્ફીઅરને** ખ્યાલ થયો. સૂર્ય, ચંદ્રાદિ ગ્રહો, ઉપગ્રહો તરફ મનન કરનાર **ગેલિલીયોએ** પૃથ્વીનું ફરવું શોધી કાઢયું.

હાલની નવી શોધો જેવી કે **રેડીયમ, ફોનોગ્રાફ, મોટરકાર, ટેલીફોન, સીનેમેટોગ્રાફ, વાયરલેસ ટેલીગ્રાફી** વગેરે તપાસ કરવાની ટેવનાં પરિણામો છે; અને અત્યારે હું મારા ઘરના નાના ખુણામાં જે સુખ અને સગવડો ભોગવું છું, તેની યાદિ કરતાં પાર આવે

તેમ નથી; તોપણ તમારો થોડો વખત આગળ રોકવા માગુંછું.

---

## તપાસ કરવાની ટેવ.

### ભાગ ૨.

મોજ શોકની જુદી જુદી વસ્તુઓ મારે માટે લાવવા વહાણો દરીઆમાં ફરે છે. **ચીનદેશના** લોકો ચા, બનાવી મોકલેછે. **અમેરિકા** તથા **હિંદુસ્તાનના** લોકો કપાસ તથા અન્ન પકવેછે-**ઇટાલિ** દેશના લોકં રેશમનાકીડા પાળી રેશમ બનાવેછે-**સાકસની** પ્રાંતના તથા **કાશ્મીરના** રહેવાશીઓ બકરાંનું ઉન કાતરી, અનેક જાતનાં ગરમ કપડાં બનાવેછે. મારે સારૂ, ચપ્પુઓ, છરા, વાસણો, બંદુકો, દારૂ અને કાપકૂપ કરવાનો તમામ સામાન **ઇંગ્લંડદેશ** પૂરો પાડે છે. ટપાલની સગવડતો એવી સારી છે કે, **શ્વેતબિંદુ રામેશ્વરનો** પૂજારો એક પૈસાનું કયાર્ડ **હરદ્વારના** પૂજારા ઉપર લખે તો તે ૧૯૦૦ માઇલ સહજમાં જાય છે; અને તાર મૂકનારાઓ દુનિયાના ગમે તે ભાગમાં મારા

સંદેશા પહોંચાડે છે. જુદા જુદા દેશોની મુસાફરી માટે, આગગાડી, સ્ટીમરો, મોટરકાર વગેરે સાધનો તૈયાર છે. કેટલુંક પાયદળ તથા નૌકાસૈન્ય, રક્ષણાર્થે કે ભક્ષણાર્થે જાગતુંજ છે. મારા સંબંધમાં આવનાર અને, ન આવનારની ચાલતી જાણવા જોગ બાબતો, દુનિયામાં બનતી નવી જુની હકીકતો, વર્તમાન પત્રો, દરરોજ આપે છે. વળી રાત્રેબિન હરકતે વાંચીશકું તેને વાસ્તે વીજળીના દિવા તૈયાર થાય છે, અને ખાઇઓ ખોદાય છે. પ્રતિ દિવસ નવાં પુસ્તકો, તેના કર્તાના હૃદયનું રસ પાન કરાવી મનને આનંદ આપે છે.

એક નાના ઘરના ખુણામાં પણ મને આટલાં સાધનો જણાય છે, તે પણ તપાસ કરવાની ટેવનાં પરિણામ છે. માટે દરેક બાળકે દરેક ચીજની નિરીક્ષા કરતાં શીખવું એ જરૂરની વાત છે.

---

## उद्यम.

નશીબમાં હશે તો મળશે, એવા ભરૂસાથી, બેસી રહે તે તો કાયર કહેવાય. માટે કંઈ ઉદ્યમ કરવો

જોઇએ તે ઉત્તમ પુરૂષનું કામ છે, કેમકે જોગી, જતી, ભોગી, તપશી, ધ્યાની, માની, રાજા અને રંક એ સૌ ઉદ્યમ કરે છે, તોજ જેને જે જોઇએ તે મળે છે. ઉદ્યમ વગર કોઇને કંઈ મળતું નથી. ઉદ્યમનો બંદોબસ્ત કર્યા પછી તેમાં ઇશ્વરની મદદ મળવા વાસ્તે અરજ કરવી. દુઃખ અને તંગી આળસથી નીપજે છે. પ્રમાણિક ઉદ્યોગથી સુખ અને વૈભવ ઉત્પન્ન થાયછે. ઉદ્યોગીનો હાથ તંગીને નસાડેછે. જે પુરૂષ આબરૂ અને માનથી ભરપુર છે, જે પુરૂષની પ્રશંસા સર્વ લોક કરેછે, જે પુરૂષ રાજ કારભાર કરેછે, તે કેવા ઉદ્યોગી અને ચપળ હોય છે, તેની તમો તપાસ કરો. ઉદ્યોગી પુરૂષ સવારે વહેલો ઉઠે છે, અને રાતે મોડો સૂએ છે. તે વિચારથી પોતાના મનને અને મહેનતથી તનને કસરત આપીને સુખમાં રાખેછે.

## दोहरा.

કરી ભરૂંસો કર્મનો, કહે થશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર. ૧

છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એપણ એક ગમાર. ૨

ઉદ્યમને અળગો ધરી, જૈને રમે જુગાર;
ઇચ્છે ધન એમાં થકી, એ પણ એક ગમાર. ૩
પ્રભુ કરૂણાથી પૃથ્વીપર, થઈ સૂએ સરદાર;
આશીષ લે નહિ અવની, એપણ એક ગમાર. ૪

**કવિ દલપત.**

---

## जंगलमां मंगळ.

એક રાજા બપોરની વખતે શિકારની મહેનતથી કંટાળી, એક ખેડુતના ખેતરમાં કોસ ફરતો હતો, ત્યાં પાણી પીવાની ઇચ્છાથી જઈ ચઢયો. તે વખતે ખેડુતનું કુટુંબ તેની નાની સરખી ઝુંપડીમાં ખાવા બેઠું હતું. તે તરફ રાજાની દૃષ્ટિ ગઈ, ને પોતાને પણ ખાવાની ઇચ્છા થઈ, તેથી તેમની પાસે ખાવાનું માગ્યું. ખેડુતે એક હાંલ્લીમાંથી કઢી, બાજરાનો રોટલો, કારેલાંનું શાક, મરચાંની ચટની આપી, રાજાનો સત્કાર કર્યો.

રાજા ( મનમાં )—અહા ! આવો સ્વાદ મારા મહેલની બત્રીશ રસોઇમાં કદી આવ્યો નથી!

જતી વખતે પાંચસો વીઘા જમીન બક્ષીસ કરવા

આવી. (સત્કારનું ફળ, અને મોટાની સેવાનો લાભ પણ મોટોજ હોય.)

"बिरले नर पंडित गुनी, बिरले बुझन हार;
दु:ख खंडव बिरले पुरुष, ते उत्तम संसार."

---

# सत्संग करवो.

ઘણાકને મનુષ્યનો સંબંધ રાખવોજ ગમતો નથી, જેમ તેમ કરીને પોતાનો ગુજારો કરી ખુણે ભરાઈ રહેવાનુંજ તેમને પ્રસન્ન છે. પણ જ્યાં સુધી મનની વૃત્તિઓ ઠેકાણે ઠરી નથી, ને જ્યાંસુધી આશા અને ઇચ્છાનો પાર આવ્યો નથી, ત્યાંસુધી એકાન્તમાં રહેવું બહુ હાનિકારક છે. માણસનો સ્વભાવજ એકલા રહેવાનો નથી. માણસથી અળગાં થઈ શકાય, પણ આપણા પોતાના વિચારોથી અળગાં થઈ શકાતું નથી; ને વિચાર છે તે ઘણીવાર ગમે તેમ ફેલાઈ, નઠારામાં-નઠારી સોબત કરતાં પણ વધારે હાની કરે છે. કોઈ માણસ કહેશે કે, મને નઠારા વિચાર આવતા નથી, મને કશી ઇચ્છા નથી, તો હું એકાન્તમાં શા માટે

આનંદ ન કરૂં ? પણ એવો એકાન્તવાસ લાભકારક નથી, કેમકે કોઈપણ ગુણ આપણામાં છે, એ ક્યારે જણાય છે, કે જ્યારે આપણે તેનાથી ઉલટા ગુણની કસોટીએ ચઢીને પાર ઉતરીએ ત્યારે. આપણને કંઈ ન મળતું હોય ત્યાંસુધી આશા કે ઇચ્છા નથી એમ કહીએ, પણ મળવા જેવો સમય આવે કે તુરત લેવા જઇએ, તો આપણે જે 'નિરાશારૂપ વૈરાગ્યનો' ગુણ રાખતાં હોઇએ તે ખોટો છે. માણસને આવુંજ વારંવાર બને છે, માટે માણસે માણસના સંબંધમાં આવવું, સત્સંગ કરવો, મૈત્રી સ્નેહ અનુભવવાં, અને એમ પરસ્પર સંબંધમાં પોતાના ઉત્તમ ગુણોને કેળવી, છેવટે આરામ ભોગવવા માટે યોગ્ય થવું. એ યોગ્યતા સત્સંગથી આવે છે. માટે સર્વદા સત્સંગ શોધવો. ( બાળવિલાસ. )

---

## બોધવચન.

૨૫ દિવસે નિદ્રા કરવાની ટેવ છોડી દેવી.
૨૬ અન્યાયે મેળવેલું ધન ઝાઝો વખત ટકતું નથી.

૨૭ જેના જીવવાથી ગરીબ, મિત્ર, તથા બંધુ વર્ગ જીવે છે, તેનુંજ જીવન સફળ છે, કેમકે પોતા માટે તો કોણ જીવતો નથી ?

૨૮ ઉદ્યમ, શૌર્ય, ધૈર્ય, શક્તિ તથા પરાક્રમ એ પાંચ જ્યાં હોય ત્યાંજ દૈવ સહાયકારી થાય છે.

૨૯ નિર્મળ અંતઃકરણ એ ઇશ્વરી બક્ષીસ છે.

૩૦ હઠીલા માણસ સાથે તકરાર કરવી એ વખતનો ગેર ઉપયોગ છે.

૩૧ આવક કરતાં વધારે ખરચ એ દુઃખનો દરવાજો છે.

૩૨ જે આસન પર આપણા વડીલ બેસતા હોય તે ઉપર બનતાસુધી બેસવું નહિ.

૩૩ હંમેશાં સંપૂર્ણ અનુભવ મેળવ્યાવિના પોતાનો મત જણાવવો નહિ.

૩૪ જેણે કરી પોતાનો મિત્ર શરમાય, ખેદ પામે તથા ખેદયુક્ત થાય તેવું સારા માણસો વિનોદમાં પણ બોલતા નથી.

૩૫ ધંધા વગરના આળસુ, કેવળ પ્રારબ્ધનેજ મા-નનાર પરાક્રમ રહિત પુરૂષને લક્ષ્મી ભેટતી નથી.

૩૬ જે બાળક માતા પિતા, ગુરૂ, ભાઈ અને વડીલો પ્રત્યે પૂજ્ય વૃતિ રાખે છે તે મોટા સુખને યોગ્ય થાય છે.

૩૭ બુદ્ધિવાનોએ પોતે સંપૂર્ણ છતાં પણ મિત્રો કરવાની સ્પૃહા રાખવી.

૩૮ પહેલી ઉદારતા પોતાના કુટુંબ તરફજ થવી જોઇએ.

૩૯ દેશ કાળને અનુસરી રીતી રીવાજો ફેરવવા જોઇએ.

---

## देशाटण.

### चरणाकुळ छंद.

દેશાટણ[1] વેપાર કેરી
પંડિત કેરી મૈત્રિ ઘણેરી,

---

[1] બહાર પરદેશ જવું તે.

રાજ સભામાં પગ પેસારો,
ઉદ્યોગી કર શાસ્ત્ર વિચારો. ૧
દેશાટણુ કરવાથી થાશે,
લાભ અનેક, કુબુદ્ધિ જાશે,
સર્વે લોકો એહ વખાણે,
દેશાટણુનો ગુણ જે જાણે. ૨

## दोहरा.

ઘરમાં જે બેસી રહે, જાણે નહિં વિવેક,
વિનય તણી ખામી રહે, બીજી વળી અનેક. ૩
પણ સજ્જન પાસે જતાં, શીખે શીખ સુસીલ;
અવિનય છોડે આપનો, સભ્ય બને નીજદીલ. ૪
તેમજ એક નગર વિષે, જે જન પડી રહેનાર;
પરદેશીની રીતિનો, પામે લેશ ન પાર. ૫
સુંઠ વિષે જે સર્વદા, ધનેડીઓ વસનાર;
*સાકરના શુભ સ્વાદનો, સાહી શકે ન સાર. ૬
આરોગે ઉચ્છિષ્ટ જે, એવો કાળો કાગ;
શી, રીતે, તે પામશે, આમ સુરસનો લાગ ? ૭
તેમજ દેશ વિષે રહ્યો, પગ ન મુકે પરદેશ;
સુખ મોહોટાં નહિ સમજશે, સ્વપ્ને પણ લવલેશ. ૮

માટે છે એ એ શકે, જોવા બહુ બહુ દેશ;
હિમ્મત ધારી હર્ષથી, પળવું નકી પ્રદેશ. ૯

**ગીતિ.**

બાંધ્યું ભુખે મરશે, ચરે, ફરે, તે ભરે પેટ પુરૂં,
તેમ પ્રવાસ કર્યાથી, રહેન એકે સુખમુળ અધુરૂં. ૧૦

**મધુકર બાળ વિલાસ.**

---

# દેશનો ઉદયશી રીતે થાય?

[1]**અજર** અને [2]**અમર** દેહને માની જો આપણે સર્વ વિદ્યા પાછળ મંડિયે તો આપણા દેશનો ઉદય સમીપ છે, એમ નિ:સંશય સમજવું. તે વિદ્યાનાં બીજ નાખવાનો ખરો ઋતુ બાલ્યાવસ્થાછે. તે ઋતુ વીતી જવા ન દેતાં, તેમાં બીજ નાખી, સત્સમાગમ તથા ઉદ્યોગાદિથી, તેને ઉગાડી ઉછેરવાં, એટલે તેમાંથી સારાં ફળ થવાનાંજ. દેશનો ઉદય એટલે શું? દેશનાં પુત્ર પુત્રિયો સર્વ પ્રકારે ઉચ્ચ થાય, અને પોતપોતાની ફરજો સમજે

---

૧ જેને ઘરડ પણ આવવાનું નથી એવો.
૨ જેને મરવાનું નથી એવો.

એજ તે દેશનો ઉદય છે. જે દેશનાં પુત્ર પુત્રિયો વિદ્યાવંતાં છે, તેજ દેશ ઉદય પામે છે. એ અનુભવ સિદ્ધ અને પ્રત્યક્ષ છે. ( અસ્તોદય. )

**અમેરિકા** જઈ આવેલો એક જાણીતો હિંદુ ગૃહસ્થ જણાવેછે કે, "**યુરોપ** અને **અમેરિકા**માં કોઇપિણ ઠેકાણે કામ કરવામાં દરજ્જાનો કે મહત્તાનો વિચાર જોવામાં આવતો નથી. પોતાની ફરજ બજાવવી એ એક રાજા અને કુલી બે સરખી રીતે સમજે છે, અને બેઉ પોતપોતાના માર્ગમાં અવિશ્રાંત શ્રમ લેતાં પાછી પાની કાઢતા નથી. **અમેરિકા** અને **યુરોપ**ના ઉત્કર્ષનું કારણ એજ છે કે, ત્યાંના લોકો ધંધો કે મહેનત કરવામાં કંઇપિણ હલકું સમજતા નથી." **હિંદુસ્તાન**માં અમુક કામ અમારાથી થાય, અને અમુક કામ ન થાય, તેનો મોટો વિચાર છે. અને હજારો લોકો ભૂખ મરો વેઠવાનું કબુલ કરે છે, પરંતુ બીજો ધંધો કે કામ કરવાનું કબુલ કરતા નથી. **હિંદુસ્તાન**ના લોકોમાં આવાં જે અજ્ઞાનો ઘર કરીને રહેલાં છે, તેનો પ્રથમ તો કેલવણીથી નાશ થવો જોઇએ. સંપથી કામ કરવાની રીતી અથવા એક બીજાને મદદ આપવાની બુદ્ધિપણ થોડી છે. જે ઠેકાણે

સ્પર્ધા કરવાની છે, તે ઠેકાણે મંદ રહી, જેને સ્પર્ધા નહિ પણ ઇર્ષા કહી શકાય, તેમાં તેઓ ગુલતાન રહેછે. એટલે અન્યો અન્યમાં કુસંપ રાખી આપણા લોકો મોટે ભાગે પોતાનાં કાર્ય બગાડે છે. કોઇપણ માણસે કામ કરતું જોઇએ એવી 'કર્તવ્ય બુદ્ધિથી' જો અજ્ઞાન લોકોને પોતપોતાને ધંધે લગાડવામાં આવે, તો **હિંદુસ્તાન** ઘણું કરી શકે તેમ છે !

'આપણે એકલા શું કરીશું,' એવો વિચાર નહિ રાખતાં, કાર્ય કરવું. મારે મારૂં કાર્ય કરવું એમ સમજીને જ્યારે સર્વે પોતપોતાનું કાર્ય કરશે, ત્યારે એની મેળે આખો દેશ ઉપર તરી આવશે. દરેક પોતાનો ઉદય કરવા માંડશે એટલે એની મેળે દેશોદય થશે. એક માણસ મારાથી કંઈ નહિ થાય એમ કરીને બેસી રહે તો સઘળા તેવેજ વિચારે બેસી રહે, અને કંઈ થાય નહિ, માટે સર્વે, એ 'કર્તવ્ય બુદ્ધિથી' જાગ્રત થવું જોઇએ, અને જ્યારે તે પ્રમાણે થાય ત્યારેજ દેશોદય થાય.

**લાવણી.**

સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,

સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;

સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે **નર્મદા** દેશ, દુઃખ સૌભાગે,
યા, હોમ, કરીને પડો, ફતેહ છે આગે. ૧

* * * *

કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા, ભય, તો, બહુરોજ, હામને ખાળે;
હજિ સમય નથી આવીયો, કહી દિનગાળે,
જન બ્હાનું કરે નવ સરે અર્થ કો કાળે;
ઝંપ લાવવાથી, સિદ્ધિ જોઈ બળ લાગે,
યા હોમ, કરીને પડો, ફતેહ છે આગે. ૨

---

# स्वाश्रयी राजाशिवाजी.

આપણા દેશના આ મહાન પુરૂષનું નામ તમો સર્વેને યાદ હશે. તે **જાદવરાવ** સરદારની દીકરી **જીજીબાઇને** પેટે સને ૧૬૬૩ માં **સ્યુનરી** ટેકરી ઉપર જનમ્યો હતો. તેના પિતાનું નામ **શાહજી** હતું તેને **દાદાજી કોંડદેવ** નામના બ્રાહ્મણથી શિક્ષણ

મળ્યું હતું. ઘણા વખત સુધી તેને વાંચતાં લખતાં આવડતું ન હોતું. નાનપણમાં તે **મહાભારત** અને **રામાયણ**ની કથાઓ બહુ રસથી સાંભળતો, અને તેમાંથી તેણે ધીમે ધીમે પોતાનું પરાક્રમ બતાવવા માંડયું.

પ્રથમ તો તેણે **કોંકણ**માં ધાડો પાડવા માંડી, અને પહાડના **માવલી** નામે લોકો એકઠા કરી **વિજાપુર** તથા **અહમદનગર**ના મુલકોમાં લૂટ ફાટ ચલાવી. પહેલાં તેણે **તોરણા, સિંહગઢ, પુરંદર, પ્રતાપગઢ, રાયગઢ** વગેરે કિલ્લા તાબે કર્યા. **શાહજહાં**ના વખતમાં **ઔરંગજેબ** દક્ષિણનો સુબો હતો, ત્યારે તેણે **શિવાજી**ના પરાક્રમસંબંધી વાતો સાંભળી હતી, ને ત્યારથીજ તે તેના તરફ કરડી નજરથી જોતો હતો. **રાજા જયસિંહ ઔરંગજેબ**નો સરદાર હતો તેણે દક્ષિણમાં **શિવાજી** જોડે સલાહ કીધી હતી, અને તેને તથા તેના દીકરા **સંભાજી**ને અભય વચન આપી, મોટી જાગીર અપાવવાના હેતુથી બંનેને **દિલ્હી** લઈ ગયો હતો. ત્યાં બંને બાપદીકરાને વિશ્વાસઘાત કરી **ઔરંગજેબે** બંદીવાન કીધા હતા. **જયસિંહ**ને

આંથી ઘણું માઠું લાગ્યું હતું, અને **ઔરંગજેબ** પ્રત્યે જરા ખાટું દિલ બતાવ્યુ હતું, તેથી **જયસિંહ**ના દીકરા **કિરતસિંહ**ને રાજ આપવાનો લોભ બતાવી. **ઔરંગજેબે** તેનાજ દીકરા પાસે **જયસિંહ**ને અફી-ણુમાં ઝેર અપાવ્યું, તેથી તે **દક્ષિણ**માંજ મરણ પાંમ્યો હતો.

**શિવાજી** તથા **સંભાજી** મીઠાઇના ટોપલામાં બેસી બંદીખાનામાંથી છૂટી આવ્યા. **શિવાજીએ રાયગ-ઢ**માં ભારે દબદબાથી પોતાનો રાજ્યાભિષેક કર્યો, અને મહારાજાની પદવીમાં ગણાયો. તેણે ઓગણીશ વર્ષ સુધી મોગલો જોડે લડાઈ કરી, અને સને ૧૬૮૦ માં ત્રેપન વર્ષની ઉંમરે મરણ પામ્યો.

"**શિવાજી** ન હોત તો સુનતથાત સબકી" આટ-લુંજ વાક્ય **આર્યધર્મ**નું તેને કેટલું અભિમાન હતું તે સૂચવેછે. એક વખત પોતાના સરદારે એક મુસલમાન નવાબને જીતીને તેની મિલ્કત તથા તેની બે ખૂબ સુરત દીકરીઓ **શિવાજી** આગળ હાજંર કરી હતી. તે વખતે તેણે પોતાના સરદારનો ઘણો તિરસ્કાર કરી, બંને કુંવરીઓને જીતેલી મિલ્કત સાથે માનપૂર્વક તેના

બાપને ગામ પહોંચાડવામાં આવી હતી. ઉદારતામાં તથા બ્રહ્મચર્ય વ્રતમાં તે કેવો હતો, તે ઉપરના દાખલાથી તમે તેની સહજ તુલના કરી શકશો.

**ઔરંગજેબે મહોબતખાં** નામે સરદારને મોટું સૈન્ય લઈ **શિવાજી** સામે મોકલ્યો હતો, તે લડાઈમાં ઘણા મુસલમાન સરદારો પકડાયા હતા, તેમને તથા ઘાએલ થએલા ને **રાયગઢ**ના કિલ્લામાં મોકલી સારવાર કીધી હતી, અને સારા થએ સન્માન સાથે પોતાને દેશ મોકલી આપ્યા હતા. "તાબે થએલા શત્રુ ઉપર આવું સૌજન્ય દેખાડી, ખરા મહત્વની અને ઉદારતાની ઓળખાણ તેણે આપી હતી."

**અફઝૂલખાં** અને **શિવાજીની** મુલાકાતમાં પણ **અફઝૂલખાંએ** પહેલું ડાબા હાથે **શિવાજીનું** ગળું પકડયું હતું, અને પોતાની તરફ તેને ખેંચીને પોતાના ડાબા હાથમાં તેને દાબી રાખ્યો હતો, અને આ પ્રમાણે **અફઝૂલખાં** તરફથી વિશ્વાસ ઘાત થતો જણાયાથી **શિવાજીએ** ઘા કર્યો હતો. બંને જણ આવું જોખમ વહોરી લેવાને તૈયાર થયા હતા.

જેઓ એની કીર્તિને સાંખી શકતા નથી, તેજ તેને

ફક્ત હલકું વિશેષણ આપે છે. પણ જેણે ઇતિ-હાસનાં પાનાં ખરી રીતે વાંચીને ફેરવ્યાં છે અને મોટાં રાજ્યો મેળવનારાઓનાં તંત્રો **અવસાને** કેવી રીતે ગોઠવાયાં છે, તે જાણનાર પુરૂષ આ મહાત્માને ઊંચામાં ઊંચી પંક્તિ ઉપર મૂકયા વગર રહેજ નહિ.

તેણે રાજ્યતંત્ર ચલાવવાને આઠ પ્રધાન નિમ્યા હતા, તેમાં મુખ્ય પ્રધાન **પેશ્વા** ગણાતો. તેનો જાતિ સ્વભાવ નરમ, માયાળુ અને નીમકહલાલ હતો. તે તેનાં ચરિત્ર ઉપરથી સહજ જણાય છે. તેના એક નાના પ્રયત્નથી આવું મોટું **મરેઠી** બળવાન રાજ્ય સ્થપાયું, અને **આર્યધર્મ**નું રક્ષણ થયું, ને પોતાની કીર્તિ અમર કરી ગયો, તે સર્વ તેના મનોબળપર સંયમ, બ્રહ્મચર્ય, ઉદારતા અને સ્વાશ્રયનાં પરિણામ હતાં.

"जननी जणजे जन भला, कां दाता कां शूर,
नही तो रहे जे वांझणी, मत गुमावीश नूर."

# આળસુને શીખામણ.



કેટલાકનું કહેવું એમ થાય છે કે ભાઈ, હવે અમારાથી કંઈ બનતું નથી **બાણ**ની કાદમ્બરી આગળ આપણું ગદ્ય કે પદ્ય શી ગણતીમાં! આવાં દૃષ્ટાન્તો આપી કેટલાક મિત્રો ઉત્સાહનો ભંગ કરે છે; તેમણે જાણવું જોઇએ કે, "એક વાત જુદા જુદાના મૂખમાંથી નીકળે તેમાં પણ કંઈ રસાન્તર થાય છે તે નવું છે. ઘણા કાળની વાતનું પુનરાવર્તન થવું તે પણ નવું છે. ચાલતી વાતમાંથી સામાન્ય દૃષ્ટિથી ન જણાતી ખુબી કે ખોડ પ્રસિદ્ધ કરી આપવી તે પણ નવું છે. મળેલા સભાસદોના હિતાર્થે વિનય પૂર્વક કંઈ વિજ્ઞાપના કરવી તેપણ નવું છે." માણસનો દૃઢ સંકલ્પ અને પ્રયત્ન જગતમાં શું ન કરી શકે! જુઓ કે કેટલાંક જાનવરો સ્વાભાવિક રીતેજ તરી શકે છે; તેવાં કામો માણસો પોતાના યત્નથી શીખે છે; અને વખતો વખત પોતાની જીંદગીનો બચાવ કરે છે.

તેમજ અભ્યાસના બળે ઘણા માણસો કવિ, ગવૈયા, ચિતારા અને વક્તા થાય છે. પોતપોતાની

મનની શક્તિ, વલણુ, શોખ અને પ્રકૃતિને અનુસાર અભ્યાસ કર્યો હોય, તો તે વાત સહજ સિદ્ધ થવાનો સંભવ રહે છે. એને વાસ્તે લૉર્ડ **બેકનફીલ્ડનું** ઉદાહરણુ સારામાં સારૂં છે.

જ્યારે તેણે **પાર્લામેન્ટ**માં પ્રથમ ભાષણુ કર્યું, ત્યારે તેને બધાએ હસી કાઢયો. તે કદાચ તેની રીત ભાત અથવા આકૃતિની વિચિત્રતાથી બન્યું હશે, ગમે તેમ હો, પણુ તે વખતે તેઓએ એને ભાષણુ કરતાં બંધ રહેવાની ફરજ પાડી હતી; છતાં પણુ તે કંઈ નિરાશ થયો નહિ, અને પોતાના આસન ઉપર બેસતી વેળાએ તે બોલ્યો કે, "મેં બહુવાર ઘણાં કામો આરંભ્યાં છે; અને જેમાં મને પહેલીવાર વિઘ્ન પડયું છે, તેજ કામમાં મેં ઉત્તમ લાભ મેળવ્યો છે; માટે હાલ તો આપ સર્વ મેમ્બરોની આજ્ઞાને તાબે થાઉં છું, પણુ જેમ તમે મને બેસી જવાની ફરજ પાડી, તેવીજ રીતે તમો મને ઘણી વખત ઉભો જોવાની સ્પૃહા રાખો, અને આપ સર્વની અનંત વૃતિઓને સ્થિર કરી કેવળ મારી વૃતિમાંજ લાગુ કરૂં, તોજ આ જીવતરનું સાફલ્ય સમજીશ, આટલું બોલી તે પોતાની જગાપર બેસી ગયો."

**લાર્ડ બેકનફીલ્ડ** દૃઢતા રાખી પોતે પોતાના કાર્યમાં મચી રહ્યો, અને અંતે એવો સમય આવ્યો કે, તે સમયે **ઇંગ્લાંડના** સર્વ લોક તેના બોલ શ્રવણ કરવાને માટે ફાંફાં મારવા લાગ્યા; માટે પ્રયત્ન બધી વાતને સુલભ કરે છે.

## લાવણી.

આળસ ને સંતોષ, બહુ એ તો ઘર ઘાલે;
ભણવાપર નહિ મન, ઉદ્યમો પાછા વાળે.
મળે ગામમાં શેર, ઘણું તે સારૂ કહેવું;
પરદેશેં નવશેર, તેહને ખોટૂં લ્હેવું.
કુટુંબમાં રહેવાય, સહાય સંબંધી કરતાં;
મરણુ સમો સચવાય, એમ અજ્ઞાની ડરતાં.
એમ ધરી સંતોષ, બાયલા બેસી રહેતા;
કરે ન ઉદ્યમ બ્હાર, ભિખારી રોજે રહેતા.

* * * *

નહીં ઉલટ નહિં હોંસ, ભણી જ્ઞાની થાવામાં;
નહીં શૂર ઉદ્યોગ, દેશનૂં હિત જોવામાં.

* * * *

મત્સરથી ભરપૂર, ભાંડુનું ભુંડૂં ઇછે;
કુસંપ ઘરમાં બ્હાર, પછી આંસૂ કુણ લૂછે.

**કવિ. નર્મદ.**

---

# ભાઇનો સ્નેહ.

## ભાગ ૧.

**રામાયણ**માં પ્રસિદ્ધ **અયોધ્યા** નગરીમાં પ્રજા-પાળક **દશરથ** રાજા રાજ્ય કરતો હતો. તેને વૃદ્ધાવસ્થામાં ચાર પુત્ર થયા. **રામ, લક્ષ્મણ, ભરત** અને **શત્રુઘ્ન.** સૌથી **રામ** મોટો ભાઈ હતો. એનાં સદાચરણ અને સદ્‌ગુણને લીધે, બીજા ત્રણ ભાઈ તેની ઓરમાન માતાઓના દિકરા હતા, તોપણ તેના ઉપર સગા ભાઈ કરતાં અધિક સ્નેહ રાખતા. **રામ**નો સ્વભાવ એટલો બધો પ્રેમાળ હતો કે, તેનો એક ક્ષણનો વિયોગ પણ બીજા ભાઇઓ સહન કરી શકતા ન હોતા. જેમ જેમ તેઓ મોટા થતા ગયા તેમ તેમ તેમનો પવિત્ર સ્નેહ પણ વધતો ગયો.

લાયક ઉમરનો **રામ** થયો, ત્યારે **દશરથ** રાજાએ તેને રાજપાટ સોંપી પોતે ઇશ્વર ભક્તિમાં ઘડપણનો

વખત ગાળવાનો નિશ્ચય કર્યો. **દશરથનો** આ વિચાર સૌને બહુજ ગમ્યો. કારણ કે **રામચંદ્ર**માં એક સારામાં સારો રાજા નિવડે, એવા સર્વે ગુણો હતા. સુભ મુહૂર્ત નક્કી કરી **રામ**ને ગાદીએ બેસાડવાની તજવીજ થતી હતી, તેવામાં **કૈકેયી**ની દાસી **મંથરા**એ તેને કહ્યું કે "કાલે **રામ** આખા રાજ્યનો ધણી થશે." આ સાંભળી **કૈકેયી** બહુ ખુશી થઇને બોલી "ઇશ્વરની મોટી કૃપા થઈ કે **રામ** જેવા સુપાત્ર પુત્રનું રાજ્ય જોવાનો વખત અમારે આવ્યો!" **મંથરા**એ રડતાં રડતાં કહ્યું, "બાઈ મને તમારી બહુ દયા આવેછે! કે તમે બહુજ ભોળાં છો, ભવિષ્યનો કંઈપણ વિચાર કરતાં નથી. **રામ** હાલમાં સૌને વાહાલો લાગે છે, તે રાજ્ય મેળવવાની મતલબથીજ. રાજ્ય મળ્યા પછી એ કોઇનો ભાવ પૂછનાર નથી. એ ગાદીએ બેસશે એટલે ગરીબ બિચારો **ભરત** અને તમે તેનાં તાબેદાર થશો." એવી અનેક વાતો સાંભળીને **કૈકેયી**નું મન ફરી ગયું અને બોલી **મંથરા**! તું ખરેખરી ભલી છે, અને અમારૂં હિત ઇચ્છનારી છે, માટે હવે હું તારે ભરોસે છું. તું કંઈ ઉપાય બતાવ.

---

# ભાઈનો સ્નેહ.

## ભાગ. ૨

એક વખતે **દશરથ રાજા** યુદ્ધ કરવા ગયા હતા, ત્યાં યુદ્ધ વખતે રથની ધરી ભાગવાથી **કૈકેયી**એ પોતાનો હાથ રાખી ધરીનું કામ ચલાવી લીધું હતું. આ હિંમત ભરેલા કામથી રાજાએ પ્રસન્ન થઈ, તે જે માગે તે આપવાની મરજી જણાવી હતી. અને રાણીએ જરૂર પડે ત્યારે માગવાનો વિચાર જણાવ્યો હતો. આ વાત **મંથરા** જાણતી હતી, તેથી તેણે **કૈકેયી**ને કહ્યું કે, આ વખતે તું એવું માગ, કે "મારો પુત્ર **ભરત** રાજા થાય, અને **રામ** વનવાસ ભોગવે," "આ વાત તેને ગમી." પછી રાજા જ્યારે તેની પાસે આવ્યા ત્યારે પોતે ઉપર પ્રમાણે માગણી કરી. આ માગણી સાંભળી **દશરથ** જેમ કેળના ઉપર કુહાડો પડે, અને કપાઇને પડી જાય તેમ જમીન ઉપર પડી ગયા! કેટલીક વાર પછી જાગૃત થયા, અને રાણીને કહ્યું, બીજું કંઈ માગ! પણ નિર્દય રાણી એકની બે થઈ નહિ. **રામ**ને આ બાબતની ખબર પડી. તેથી પિતાની પાસે આવી બોલ્યા "પિતાજી

શા માટે શોક કરો છો? મારા મનથી રાજ્ય અને અરણ્ય બે સરખાં છે. આપ સુર્યકુળના ધુરંધરનું વચન, મારે માટે તોડશો નહિ. હું આપનું વચન ઘણી ખુશીથી પાળીશ" આ સાંભળી **દશરથ** ગદગદ કંઠે થયા, તેનાથી બોલાયું નહિ. **રામ**ના સ્નેહથી લોભાએલી **સીતા**, અને **લક્ષમણ**, એક ક્ષણ પણ **રામ**નો વિયોગ સહન કરી શકે તેમ ન હોતાં. માટે તેઓ પણ તૈયાર થયાં. **રામ લક્ષમણ** અને **સીતા** જે **દશરથના** જીવનનો આધાર હતાં, તે આમ એકાએક વન ગયાં, તેથી તેમને જોતાં જોતાંજ ધર્માત્મા **દશરથે** પ્રાણ ત્યાગ કર્યો! **રામે** ગયા અને તે સાથે **દશરથે** ગયા! હવે શોક અને દુઃખમાં શી મણા રહી! આખી **અયોધ્યા** શોકમય લાગવા માંડી. જ્યાં ત્યાં લોકો **રામને** સંભારી હા! **રામ!** અમારા પ્રભુ! તમે અમારા રાજા ક્યારે થશો, આવું બોલી રડવા લાગ્યા.



# ભાઈનો સ્નેહ.

## ભાગ. ૨

આ વેળા **ભરત** અને **શત્રુઘ્ન** એ બે ભાઈ પોતાને મોસાલ ગયા હતા. તેઓ જ્યારે ઘેર આવ્યા અને આ બધી વાત જાણી, ત્યારે એમના દુઃખમાં કંઈ ખામી રહી નહિ! તેમણે **મંથરાને** બહુ ધિક્કારી; અને તેઓ પોતે પરમ વિવેકી હતા માટે પોતાની માતા **કૈકેયીને** ખુલ્લી રીતે સમજણ પાડી કે તેની ધારણા અયોગ્ય હતી.

**ભરત** અને **રામ**નાં શરીર જો કે જૂદાં હતાં, તેઓ ઓરમાન ભાઈ હતા પણ તેમનાં અંતઃકરણ તો લગારે જૂદાં ન હતાં. **રામ**ની આજ્ઞાથી **ભરત** મોસાલ ગયા હતા. **રામ** વિના **ભરતનું** હૈઉં કોઇનો પણ આશ્રય લેતું ન હોતું. આ ઉપરથી સહજ સમજાશે કે **રામ**નો વનવાસ **ભરત**ને ભયંકર દુઃખરૂપ થઈ પડવો જોઈએ.

**ભરતે** પ્રતિજ્ઞા કરી કે રામનાં દર્શન વિના અન્ન-જલ લેવું નહિ. તેની ભ્રાતૃભક્તિથી પ્રપૂર્ણ અંતઃકરણને આવા સમયમાં **રામ** વિના બીજું સ્થાન મળી શકે

તેમ નહોતું. **રામ રામ** અને **રામ** એ સિવાય બીજી વાત નહિ. **રામ**ના જેવાં પોતે પણ વનવાસને છાજતાં લુગડાં પહેર્યાં અને **રામનામ**નું સ્મરણ કરતાં **રામ**ની શોધમાં નીકળી પડયા. સગાં સ્નેહીઓએ બહુ બહુ સમજાવ્યા પણ કંઈ વળ્યું નહિ. છેવટ **નંદીગ્રામ** આગલ **રામ**ને આવી મળ્યા. અને **રામ**ના ચરણમાં માથું મૂકી બોલ્યો "હે ભક્તિભાજ પ્રભુ! આપના વનવાસનું, પિતાના પ્રાણ ત્યાગનું, નિમિત્ત હું અલ્પ પુણ્યાત્મા થયોછું, તે ક્ષમા કરો. અને રાજ્ય ધુરા ધારણ કરી પ્રજાને સુખી કરો."

**રામે** કહ્યું "હૃદયાધાર ભાઈ **ભરત** તું જાણે છે કે આપણા પિતાનું વચન કોઈ કાળે પણ વૃથા થઈ શકે તેમ નથી. વચન ભંગનું મહાપાપ મારામાં પ્રાણ છતાં હું પિતાજીને લાગવા દેનાર નથી. મારી ઇચ્છા છે કે, તુંજ રાજ્ય ચલાવી પ્રજાનું દુઃખ દૂર કર. તારામાં અને મારામાં કશો ભેદ નથી તું તે હુંજ છું."

### લાવણી.

ધન્ય **અયોધ્યા** નગર, જન્મ શ્રી **રામ** તણો જહાં,
ધન્ય સૃષ્ટિ સૌંદર્ય, ધન્ય પ્રેમી શૂરા ત્હાં.

ધન્ય **ભરત**નો પ્રેમ, ધન્ય **સીતા લક્ષ્મણ**નો,
ધન્ય **રામ**નું પણ, તાપ વેઠયો બહુ રણનો.

**ક. નર્મદ.**

---

# ભાઈનો સ્નેહ.

## ભાગ. ૪

**રામનો** દૃઢ નિશ્ચય જોઇને **ભરતે** કહ્યું "પ્રભુ હું કોઈ કાળે રાજ્ય પદ ધારણ કરનાર નથી. રાજ્ય સિંહાસનપર આપની પાદુકા-પાવડી મૂકવામાં આવશે; અને આપના નામથી રાજ્યતંત્ર ચાલશે. આપનું દર્શન થશે ત્યારેજ આ વનવાસીનો વેષ **ભરત** છોડશે. જો આપ વનવાસનો સમય પૂર્ણ થયા પછી દર્શન નહિ આપશો તો હું એમ સમજીશ કે પ્રભુજીએ મારો ત્યાગ કર્યો. પછી આ શરીર રહેનાર નથી." આવી પ્રતિજ્ઞા કરી **ભરત નંદીગ્રામમાં** રહ્યા અને **રામે** વનવાસનો માર્ગ લીધો. પિતાનું મૃત્યુ અને **ભરતની** આવી દૃઢ પ્રતિજ્ઞાથી **રામના** દુઃખમાં ખામી રહી નહિ. 'દૈવગતિ ગહન છે!'

અહો! શી **ભરતની રામ** વિષે ભક્તિ! આવી પતિતપાવન ભક્તિથીજ આ દેશ પૂર્વ કાળમાં સર્વેથી ચઢીયાતો હતો. પ્રભુ! અમારા દેશમાં આવી ભક્તિ નિરંતર રાખજે એના અદર્શનથીજ આજ અમે કલેશ સાગરમાં ડુબી મરીએ છીએ. પ્રભુ એમાંથી અમારૂં રક્ષણ કર. તથાસ્તુ.

(**રામ** પાછા આવવાના સમાચાર, **ભરત** ને **હનુમાન** આપે છે.)

## वसंत तिलका छंद.

જેના વિયોગ દુઃખથી દુખિયા રહો છો,
પ્રીતે અખંડ ગુણ ગ્રામ સદા જપો છો;
તે ભક્ત સાધુજન રક્ષક વિશ્વપ્રાણ,
આવ્યા પ્રભુ કુશળ જે **રઘુકુળ** ભાણ. ૧
હોમ્યા રિપુ સકળને રણ યજ્ઞમાંય,
જેની સુકીર્તિ સુર સર્વ મુખેથી ગાય;
**સૌમિત્ર**[૧] ને **જનકજા**[૨] લઈ નિજ સાથ,
આવે અહીં અખિલ લોક તણાજ નાથ. ૨

---

૧ લક્ષ્મણ. ૨ સીતા.

એવાં સુણ્યાં વચન કૈકયિ સૂત જ્યારે,
આનંદ તો ઉરવિષે ન સમાય ત્યારે.
ભૂલ્યો સહુ **ભરત** અંતર કેરૂં દુઃખ,
પામે સુધા તૃષિત ને જ્યમ થાય સુખે. ૩
છો કોણ ક્યાં થકી તમે અહિં ભ્રાત આવ્યા?
આ, વાં મને સુખદ જે વચનો સુણાવ્યાં,
એવું વદ્યો **ભરત** અંતર પ્રીત આણી,
ત્યારે વદે **અનિલ આત્મજ**[1] જોડિ પાણી. ૪

**કવિ. શિવલાલ.**

---

# राजाकर्णनी निमकहलाली.

(કર્ણને **પાંડુ**ના પક્ષમાં લેવાને કૃષ્ણે કરેલા ઉપદેશનો વાળેલો જવાબ)

## કર્ણનો ટેક.

હું, **કેશવ** આપે મને સ્નેહથી, મિત્રતાથી કે કલ્યાણના અર્થથી જે કંઈ કહ્યું, તે સત્ય છે. હું ધર્મ પ્રમાણે **પાંડુ**નો પુત્ર છું, તે સર્વે વાત હું જાણું છું.

---

1 વાયું હનુમાન.

પરંતુ **કુંતીએ** મારૂં કુશળ થાય, એ રીતે મારો ત્યાગ કર્યો નથી. **અધિરથને ઘેર** હું ઉછર્યો છું. તેણે મને સ્નેહથી પોતાની **રાધા** દાસીને સોંપ્યો. અને તેણે મારાં ગૂ, મૂતર ધોયાં. અને મને પોતાના પેટના પુત્ર પ્રમાણે માન્યો. તેમણે મારાં જાત કર્માદિ સર્વ સંસ્કારો કર્યા. અને તેમણે પોતાના કુલોમાંની સ્ત્રીઓ પરણાવી. આ સર્વ કારણોથી હે **કૃષ્ણ**! હું તે સંબંધીઓને, આખી પૃથ્વીના લાભથી, સુવર્ણના ઢગલાઓથી, હર્ષથી કે ભયથી, ત્યાગ કરી શકતો નથી. મેં **દુર્યોધન**ના આશ્રયથી તેર વર્ષ સુધી નિષ્કંટક રાજ્ય ભોગવ્યું છે, અને મેં ઘણા **યજ્ઞ** કર્યા છે. મારાથી **દુર્યોધને** યુદ્ધનો ઉત્સાહ ધારણ કર્યો છે, અને **પાંડવોની** સાથે કલેશપણ આરંભ્યો છે. હે દૃઢ સ્વભાવના **શ્રીકૃષ્ણ!** રણ સંગ્રામમાં **અર્જુનનો** શત્રુ એવો જે હું, તેને **અર્જુનની** સામે દ્વિરથ યુદ્ધ કરાવવા માટે મુખ્ય માન્ય કર્યો છે. હું ભયને લીધે, કેદ થવાના ભયને લીધે, અથવા લોભને લીધેજ, બુદ્ધિશાળી **ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનનું** ભૂંડું કરવાની ઇચ્છા કદી રાખતો નથી, માટે આ પ્રયત્ન આપનો ફોકટ છે.”

निंदंतु नीति निपुणा यदि वा स्तुवंतु
लक्ष्मीः समा विशतु गच्छतु वा यथेष्टम ।
अद्यैव वा मरणमस्तु युगांतरे वा
न्याय्यात्पथः प्रविचलंति पदं न धीराः ॥ १ ॥

"નીતિમાં પ્રવીણ પુરૂષો ગમે તો નિંદા કરે અથવા સ્તુતિ કરે, લક્ષ્મી આવે અથવા ગમે તો જાય, આજજ મરણ થાય અથવા તો કાલાંતરે થાય, પરંતુ ડાહ્યા પુરૂષો ન્યાયના માર્ગથી એક ડગલું પણ ખસતાનથી"

---

## વાચન.

જે પુસ્તક હાથમાં લીધું તેને બનતાસુધી પુરૂં વાંચવું જોઇએ, એકથી વધારે બાબતનો મન ઉપર બોજો કરવો નહિ. પુસ્તક વાંચવામાં ઉપર ચોટીયું જોઈ જવું નહિ, પણ ઓછામાં ઓછું દરેક વાક્ય બે વખત મનન કરવું જોઇએ. એક વાક્ય બરોબર સમજ્યા સિવાય બીજું પકડવું નહિ, અને તે વિષય પુરેપુરો શીખ્યા સિવાય તે પુસ્તક મૂકી દેવું નહિ, કારણ કે તેમ કરશો તો તેની ખરી ખૂબી તમારા હાથમાં આવશે નહિ. વિષય નિરસ

લાગશે અને કર્તાનો પ્રયત્ન પણ ફોકટ જશે. માણસ પોતાનું જ્ઞાન ત્રણ રીતે મેળવેછે, અનુભવથી, વિચારથી અને ઇતિહાસથી. જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે સારા સારા ગ્રંથકારોનાં પુસ્તકો વાચવાં, પણ ગમે તેવા પ્રમાણ રહિત માણસની વાણિનું અનુકરણ કરવું નહિ. વિચારવંત માણસોના શોખ અને રીત રિવાજનું અનુકરણ કરવું. સારાં સારાં પુસ્તકોની લાઇબ્રેરી કરવી. મહાન પુરૂષોના ફોટોગ્રાફ, ( છબીઓ ) પોતાના ઓરડામાં રાખવા જોઇએ, જેથી તેના ચરિત્રનું ભાન આપણને થાય, અને આપણી ( શિથિલ ) મંદ થએલી વૃતિઓને તે જાગૃત કરે.

---

## ઘરડા માજીસ્ટ્રેટની ભલાઈ !!

**માજીસ્ટ્રેટ**—આવી ગરીબ અને નાજુક સ્ત્રીને મારવા બદલ તને બાંધી મારવો જોઇએ.

**કેદી**—પણ સાહેબ, તેણી મને આખો વખત ઊશ-કેર્યા કરે છે, તેનું કેમ ?

**માજીસ્ટ્રેટ**—તને તે કેવી રીતે ઊશ કેરેછે ?

**કેદી**—સાહેબ તે કહેતાં મને ઘણી શરમ આવેછે.

**માજીસ્ટ્રેટ**—કંઈ ફીકર નહિ, જે હોય તે તું, ખરે ખરૂં કહે.

**કેદી**—આખો વખત સાહેબ તે, મને કહેછે કે "તું, મારતો ખરો, લે, માર માર, પેલા ઘરડા ખૂવડ જેવા માજીસ્ટ્રેટ આગળ તને ઉભો કરી કેવી શિક્ષા કરાવીં છું"!!!!

**માજીસ્ટ્રેટ**—જા, જા, તને છોડી મૂકવામાં આવેછે.

---

## બખીલને ઘેર પરોણો.

એક બખીલને ઘેર પરોણો આવ્યો, તેને જોઇનેજ તેના પેટમાં ફાળ પડી કે, વળી આ પાપ કયાંથી આવ્યું. આ કારણથી પેટમાં દુઃખે છે, એવું બહાનું કાઢી સૂઈ ગયો. થોડી વખત પછી પરોણો કહે છે કે, લાવો સાહેબ તમારૂ કંઈ કામ હોય તો હું કરૂં? છતાં તે બખીલે કંઈ જવાબ આપ્યો નહિ, પણ પેટમાં દુઃખવાની બૂમો પાડવા લાગ્યો. આ સઘળું જોઇને પરોણે કહ્યું કે, આપની પ્રકૃતિ ઠીક નથી, તો હું કોઈ વીશીમાં

જાઉં. આ સાંભળી બખીલ બોલ્યો કે, એમ કરો તો મોટી મહેરબાની! અને મારી પણ ગોઠવણ ત્યાંજ કરશો! કારણ કે મારી તબીયત તમો જુઓ છો!

ચાર દિવસ પછી પરોણે **સુરત** જવા માંડયું, ત્યારે બખીલ તો ઘરે સૂઇરહેલો, અને પરોણાને બંને જણના પૈસા વીશી વાળાને આપવા પડયા !! "આવા ગૃહસ્થનું જીવન જગત્‌માં ભારરૂપ છે."

## दोहरा.

નિજ વૈભવનો એકલો, કરશે જે ઉપભોગ;
જિવવું અસાર્થક જાણજે, લેશે ઝડપી રોગ. ૧
લોભિ દ્રવ્યની આશથી, કને હોય તે ખોય:
પછિ પસ્તાઇ આખરે, બની બાવરો રોય. ૨
સખિ જન ઉપર સર્વની, મમતા મોટી હોય;
માટે તેને અડચણો, ઘણી વાર નહિં જોય. ૩
ઉડાઉપણું નવ રાખવૂં, યથા શક્તિ ઔદાર્ય;
રાખ સદા સત સંગતૂં, સરસે સઘળાં કાર્ય. ૪

**કવિ નર્મદ.**

# અકલબાજ ખારવો !!

**રૂપાશા** નામનો વાણીઓ **રાંદેરથી** હોડીમાં બેસી **સુરત** જતો હતો, તે વખતે **તાપી** નદીમાં ઘણું તોફાન અને વાંવાઝોડું શરૂ થયું હતું, તેથી મછવો ઘણાં ઝોકાં ખાતો હતો. આથી **રૂપાશાને** ઘણો ભય ઉત્પન્ન થયો, અને ખારવા સાથે નીચે પ્રમાણે વાતચિત કરી.

**શેઠ**—અલ્યા જેહલા, પાર પહોંચાડીશ કે વચ્ચેજ રાખીશ?

**જેહલો**—અરે હેટ, ગભરામા? હમણા પાર જૈ હું,

**શેઠ**—(મછવો ભયમાં વધારે હોવાથી) અલ્યા, મછવો પાછો ઓવારે લઇ જાય તો ઠીક.

**જેહલો**—અરે હેટ, બીનારે બીના. હવે કંઇ પાછું જવાતું ઓહેકે?

**શેઠ**—અલ્યા, તણાઇ જઇશું તો કોણ તારો બાપ જવાબ દેશે?

**જેહલો**—અરે હેટ, તણાઇ ગયેલું કંઈ મળ્યા વગર રહેલું કે? જોને મારો બાપ તાપીના મોંમાંથી ચાર દીએ હાથ આવ્યો હુતો.

**શેઠ**—( ગભરાઇને ) અરે ભાઇ, હોડી પાછી હાક. નહિતો એક પાઇ પણ આપીશ નહિ.

**જેહુલો**—જો, હેટ, તને હાચેહાચું કહું છું કે જો તું ડુબી ગયો, ને તારૂં મુડદું નહિ હાથ લાગ્યું તો હું તને જવાબ દેવાનો ! ! !

---

# ડોશીનો દીકરો ઘુઘુરે રમશે !!

**અમદાવાદ** પાસે થોડા ગાઉ પર **ધોળકા** કસ્બો છે. તેમાં એક **લીલાધર** નામનો શાહુકાર રહેતો હતો. તેને વ્યાપારના કામ સારૂ **મુંબઇ** આવવાનું ઠર્યું. એ વખતમાં આગગાડી કે આગબોટો ચાલતી ન હોતી, પણ વહાણ મારફત વહિવટ ચાલતો હતો. એવા વખતમાં **મુંબઇ** આવવું બહુ મુશ્કેલી ભરેલું હતું; કેમકે વહાણ ક્યારે પહોંચશે, તેનો કંઇ ભરોસો નહોતો, અને વહાણ ડુબી જવાનો પણ ભય રાખવામાં આવતો હતો. આવા બારીક સમયમાં **લીલાધર મુંબઇ** જવાના છે, એવું સાંભળીને સગા સંબંધી તથા આડોશીપાડોશી તેમને વળાવવા માટે ગામને **ગુંદરે** આવ્યાં. **શેઠ** બિછાનું

પાથરી પોતાનાં નજીકનાં સગાંવહાલાં તથા મિત્રો, અને ગુમાસ્તાઓ સાથે વાતોના તડાકા મારતા હતા.

વળાવવા આવેલા માણસોમાંથી **બાળકૃષ્ણ** નામના તેમના માસીના દીકરાએ કહ્યું, "મોટાભાઈ, મારે માટે પાઘડી નંગ. ૧) રૂ. ૨૫) ની તથા નાગપુરી ધોતીજોડો નંગ. ૧) રૂ. ૧૧) નો લેતા આવજો." પછી તેમની ફોઇબા આવ્યાં, તેમણે પોતાના દીકરા માટે બંગાળી ધોતીજોડો નંગ. ૧) રૂ. ૫ )સુધીનો લાવવાનું કહ્યું, ત્યાર પછી **માણેકલાલ** નામનો બ્રાહ્મણ જે તેમનો પડોશી હતો, તેણે કહ્યું "શેઠજી, રૂ. ૫) વાળો રેશમી મુગટો જે **કલકત્તાની** બનાવટનો મળે છે, તે લેતા આવજો. આપણા **દયાશંકરભાઇ**ના દીકરા **છોટાલાલ** ભાઈ જ્યારે **મુંબઇ** ગયા, ત્યારે તેમને કહ્યું હતું, પણ તે તો કંઇ લાવ્યા નહિ, માટે આપ મહેરબાની કરી જરૂરાજરૂર લેતા આવજો." આ પ્રમાણે ઘણા માણસોએ જુદી જુદી વસ્તુઓ મગાવી, પણ કોઇએ શેઠના હાથમાં પાઇ સરખી પણ મૂકી નહિ. ત્યાર પછી જ્યારે શેઠે શુકન જોઇ ચાલવા માંડ્યું, તેવામાં **જયકોર** કરીને એક ઘરડી ડોશી, જે તેમની

પડોશમાં રહેતી હતી, તે દોડતી દોડતી આવી મળી. તેણે શેઠના હાથમાં શ્રીફલ અને ચાર પૈસા રોકડા મૂક્યા, ને બોલી "શેઠ, તમારી ખેપ પ્રભુ સફળ કરો," શેઠ બોલ્યા, "ડોશીમા, આ ચાર પૈસા શેના"? ડોશી બોલ્યાં, "આપણા હરીશંકરના નાના માટે ઘુઘરો લાવવાના છે" શેઠ મનમાં રાજી થઇને બોલ્યા, "માજી પૈસાની કંઇ જરૂર નથી, હું તે લેતો આવીશ." ડોશીએ કહ્યું, "બહુ સારૂં ભા."

શેઠ મુંબઇથી પાછા ઘેર આવ્યા. ત્યારે સર્વે મળવા આવ્યાં, ને કુશલક્ષેમના સમાચાર પૂછવા લાગ્યાં. પછી પોતપોતાની મગાવેલી ચીજો વિષે પૂછ્યું, શેઠે સૌને ઠંડા પેટે જવાબ આપ્યો કે "રસ્તામાં આવતાં બહારવટીઆઓએ આપણો કેટલોક માલ લૂટી લીધો, તેમાં તમારી જણસો પણ લૂટાઇ ગઇ! આ ઘુઘુરો મારા ખીસામાં રાખ્યો હતો, તે રહ્યો." (એમ કહીને ડોશીના હાથમાં આપ્યો.) ત્યાં આગળ તાપીશંકર કરીને એક મશ્કરો બ્રાહ્મણ બેઠો હતો, તેણે મોઢું ઠેકાણે રાખીને કહ્યું "ડોશીમા તમારો દીકરોજ ઘુઘરે રમશે." !!

---

# મરણ પહેલાં આપણે સુખી છીયે એમ ન માનવું.

[1]લીડીઆ પ્રાંતમાં ક્રીસસ નામનો રાજા ઘણો ધનવાન અને ઐશ્વર્ય વાળો ગણાતો; અને તે પોતે પોતાના સુખનો એટલો બધો અભિમાન રાખતો હતો કે, મારા જેવું દુનિયામાં કોઇકિજ સુખી હશે!

એક વખતે તેની દરબારમાં **સોલન** નામનો તત્વજ્ઞાની આવી ચઢયો. તેનો તેણે સારી પેઠે સત્કાર કર્યો. ત્યાર પછી પોતાની સંપત્તિ ખજાનો વગેરે બતાવી પૂછયું કે, આપની મુસાફરીમાં સૌથી સુખી માણસ તમે કોને જો યો?

**સોલને** એક બે અપ્રસિદ્ધ તત્વ જ્ઞાનીઓનાં નામ દીધાં, પણ તેમાં પોતાનું નામ ન આવવાથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું, ને **સોલનને** કહ્યું કે શું! તમે મને સુખી માનતા નથી? ત્યારે **સોલને** જવાબ આપ્યો કે હે રાજા, "પોતાના મરણ આગમજ કોઈ માણસ સુખી

---

૧ એશિયા માઈનરમાં પ્રાંત છે.

ગણાતો નથી;” કારણ કે તેની જીંદગીમાં શું આફત આવી પડશે તેની તેને ખબર નથી.

આથી **ક્રીસસ** બહુજ આશ્ચર્ય પામ્યો, અને **સોલન**ના કહેલા શબ્દોપર કંઈ લક્ષ આપ્યું નહિ. થોડા વખત પછી **ઈરાનના** રાજાએ **ક્રીસસના** રાજ્ય ઉપર ચઢાઈ કરી, તેને હરાવ્યો, અને બંદીવાન કીધો. તે વખતના જંગલી રીવાજ પ્રમાણે તેને લાકડાંની ચેહ ઉપર જીવતો બાળી મૂકવાનો હૂકમ ફરમાવવામાં આવ્યો. “મૃત્યુ એ શબ્દજ સર્વને ભયંકર છે, તે સમયને કોઈ જાણતું નથી.”

ચિતાપર સુવાડયો ત્યારે પરમ જ્ઞાની **સોલનનાં** વચનો તેને સાંભરી આવ્યાં, અને **સોલન, સોલન** કરી બૂમો પાડવા માંડી. આથી શાહને આશ્ચર્ય લાગ્યું; તેથી તેને ચિતા પરથી ઉતારી નાખવાનો હૂકમ કીધો, ને જે શબ્દો તેણે ઉચ્ચાર્યા હતા, તેનો ભેદ પૂછવામાં આવ્યો.

**ક્રીસસે સોલનનું** નામ સ્મરણ કરવાનો ભેદ કહી બતાવ્યો, જેથી શાહ બહુ ખુશ થયો.

“ સુખ અનિત્ય છે, જીંદગીમાં તેનો બહુ ફેરફાર

થાય છે, માટે ડાહ્યા માણસો પોતાને મરતા પહેલાં પોતે સુખી છે, એમ માનતા નથી." "આ ઠેકાણે પૈસા અને મહાનનાં વચનોની સરખામણી કરવાની છે કે, જેના નામ માત્રથી **ક્રીસસને** 'જીવન અને સંપત્તિ' બંને ગએલાં પાછાં આવ્યાં. મહાન પુરૂષોના સંસર્ગનો કેટલો પ્રભાવ!'

**"चल स्वरुप जोबन सुचल, चल वैभव चल देह;**
**चला चलीके वख्तमां, भला भली कर लेह"**

---

# कंई गमतुं नथी.

ઉપરનું વાક્ય આપણે ઘણા જણને મોઢે સાંભળીએ છીએ, એ ફક્ત **આળસનુંજ** પરિણામ છે.

"કંઈ ન ગમવું, એ કંઈ ચિત્તને નહાનું દુઃખ નથી. જે માણસની પાસે ઉપયોગી વિચારોનો ભંડાર ભરેલો છે, તેને અણ ગમતું થવાનું નથી. પરંતુ જો એવા નવરા માણસની પાસે કંઈ ઉપયોગી વિચાર કરવાનું સાધન નહિ હોય, તો એ ખાલી પડેલી જગોમાં ખોટા વિચાર પ્રવેશ કરશે. ને તેથી તેને દુઃખ

પ્રાપ્ત થશે, માટે હરેક ડાહ્યા માણસે બાળપણમાંથીજ સારા વિચારો, તથા ઉપયોગી જ્ઞાનનો સંગ્રહ કરવો. એ સંગ્રહ ખસુસ કરીને ઉત્તર અવસ્થામાં એટલે જ્યારે કે શરીરની અશક્તતાથી કંઈ કામ થઈ શકતુ નથી, તે વખત તેના ચિત્તની શાંતિ રાખવા સારૂ, એ ઘણાજ કામનો થઈ પડશે. જેનું ચિત્ત ઉદ્યોગ રહિત છે, તેનું ચિત્ત ભટકતું રહે છે. ને તેથી તેને સ્વસ્થતા મળતી નથી. નિરૂદ્યોગી અથવા આળસુ માણસના ચિત્તમાં દુર્ગુણ પેઠાવિના રહેતો નથી. ને જ્યાં દુર્ગુણ પેઠા, એટલે ચિત્તને શાન્તિ ક્યાંથી મળે?

યોગ્ય વખત સુધી ઉદ્યોગી શ્રમ કરવો, ને પછી ઘટતી વખત સુધી વિશ્રાંતિ લેવી, એવી રીતનો અનુક્રમ દરરોજ રાખવાથી મનુષ્યનું આયુષ્ય સ્વસ્થપણાથી નિર્ગમન થાય છે.

---

## फुरसद माटे खास!!!

"બંધવા," એક માજીસ્ત્રેટે પોતાની આગળ પકડી આણેલા ગુન્હેગારને કહ્યું," આ સુધ્ધાં તું ત્રીજીવાર આવ્યો છે."

"પણ, સાહેબ," બંધવાએ આજીજી કીધી, "હું ઘણો બી કામ ધંધો શો ધું છું પણ કંઈજ તેવું મળતું નથી."

"જો કંઇ કામ કરવાનું મળે તો તું કરે કે ની?"

"હા, સાહેબ, ઘણી ખુશી સાથે."

"તું શું કામ કરી શકશે?"

"કંઇ બી પ્રમાણિક કામ તમો કહો તેટલો વખત સુધી કરૂં"

"મજુરી છે—એવું તેવું કામ કરેશે કેની?"

"મજુરી તેમાં કંઈ એબ નથી સાહેબ; હું તો કોઇ બી જાતનું કામ કરવા માગું છું, જેથી ખાવા પીવાનું, લુગડાં લત્તાં સાથે સુવાનું પણ ત્યાંજ મળે."

"અને તું કહે છે તેવું કામ મળે તો તું કરે ખરો કે?

"હાસ્તો, સાહેબ, એકવાર અજમાવી જુઓ," એમ બોલતાંની સાથેજ આંખમાંથી આંસુ ખેરવ્યાં.

"ઠીક છે," માજીસ્ત્રેટે માયાથી કહ્યું, "આપણે બી તને તેવુંજ કામ સોંપીશું, જેથી ખાવું પીવું લૂગડાં તથા સુવાનું સૌ મળશે. (છમહીના સખત મજૂરી,) ચલાવ બીજો કેસ.''

---

# कर्णनी मातृभाक्ति

## भाग १ लो.

(પોતાના પુત્રો માટે કુંતી કર્ણપાસે અભય વચન મેળવવા જાયછે.)

**કુંતી** કહેછે હે કર્ણ, તું **રાધાનો** પુત્ર નથી, પણ **કુંતાનો** પુત્ર છે. તારો પિતા **અધિરથ** નથી. તેમ હે કર્ણ, તું **સૂતના** કુળમાં પણ ઉત્પન્ન થયો નથી. પરંતુ તારા જન્મ વિષે હું તને કહું તે તું સાંભળ. "હે પુત્ર! મેં તને કન્યા વયમાં ઉત્પન્ન કર્યો હતો, તેથી તું **કાનીન**, જાતનો પુત્ર છે. મેં **કુંતીભોજ** રાજાના ઘરમાં મારા ઉદર વિષે તને ધારણ કર્યો હતો. તું **રાધાનો** પુત્ર નથી, પરંતુ મારો પુત્ર છે. નિશાની તરીકે તને કહું છું કે, 'જન્મ વખતે તારા શરીર સાથે કાનમાં કુંડળ તથા શરીર ઉપર કવચ હતું અને તારૂં શરીર દીવ્ય હતું; પરંતુ હે પુત્ર! તું, તારા ભાઇઓને ઓળખ્યા વિના અજ્ઞાનથી જે **કૌરવોને** સેવે છે, તે તને વિશેષ કરીને યોગ્ય નથી. પૂર્વે **અર્જુને** જે રાજ્ય લક્ષ્મી સંપાદન કરી હતી, તે રાજ્ય લક્ષ્મીને દુષ્ટ

**કૌરવાએ**, પાછી ખુંચવી લીધીછે, તો તું **કૌરવાની** પાસેથી તે **યુધિષ્ઠિરની** રાજ્યલક્ષ્મી ને પાછી ખુંચવી લઇને તેનો ઉપભોગ કર, આમ મારૂં તને કહેવું છે. દુષ્ટ **કૌરવો** આજે **કર્ણ** તથા **અર્જુનનો** સમાગમ જોઇને તથા તમારી ઉત્તમ પ્રતિની બંધુ પ્રીતિ જોઇને તમને પ્રણામ કરે. તમો બંને જણુજો સલાહ કરો તો, જગત્‌માં કઇ વસ્તુ અસાધ્ય રહે? હે પુત્ર! તું **સૂત-પુત્રના** નામથી ઓાળખાવાને યોગ્ય નથી."

---

## કર્ણની માતૃ ભક્તિ.

### ભાગ ૨ જો.

**કર્ણ** કહેછે, હે ક્ષત્રિય જાતિની સ્ત્રી! તમે મને જે કહ્યું તેના ઉપર હું વિશ્વાસ રાખતો નથી; કારણ કે, મારે હવે તમારી આજ્ઞા ઉઠાવવી તે કામ, ધર્મનો નાશ કરવા જેવું છે. તમે મારૂં ભૂંડું કર્યું છે, કારણ કે, તમારાં તે કર્મથી મારી ક્ષત્રિય જાતિનો નાશ થયો છે, અને તેથી મને મોટું નુકસાન પહોંચ્યું છે. હે માતા! તમે મને ફેંકી દીધો, તેથી સત્પુરૂષોએ મારી કીર્તિ ગાઈ નથી. હું ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયો હતો,

તોપણ તમારે લીધે મને ક્ષત્રિય જાતિને લગતી કોઈ પણ જાતની ઉત્તમ ક્રિયાઓ થઈ નથી. આ કરતાં વિશેષ ભૂડું તમારા વિના બીજી માતા કોણ કરે? તમે પ્રથમજ માતાની પેઠે મારૂંહિત કર્યું નહિ, અને હવે આજે કેવળ પોતાનાં હિતની ઇચ્છાથી મને સમજાવો છો. ધૃતરાષ્ટ્રના પુત્રોએ સર્વ વૈભવો મને ભોગવાવ્યા છે, અને સુખ ઉપજે તેમ મારો સત્કાર પણ કર્યો છે, તો હું ધૃતરાષ્ટ્રના પુત્રોના તે ઉપકારને કેમ નિષ્ફળ કરૂં? હું તેમને માટે તમારા પુત્રોની સાથે, મારા બળ તથા શક્તિ અનુસાર યુદ્ધ કરીશ; તમારી આગળ હું મિથ્યા બોલતો નથી; હું સત્પુરૂષોને ઘટે તેવું તથા ક્રુરતાવિનાનું આચરણ કરીશ. પરંતુ તમારૂં અર્થવાળું વચન હવે સ્વીકાર કરીશ નહિ. તેમ તમે જે આ બચ્ચો મને મળવાનો 'સમારંભ' કર્યો છે, તેપણ નિષ્ફળ થશે નહિ. સંગ્રામમાં તમારા પુત્રો મારવા યોગ્ય તથા મારી શકાય તેવા છે, તોપણ હું તમારે લીધે તેઓને મારીશ નહિ. હું **યુધિષ્ઠિર, ભીમ, નકુળ** અને **સહદેવ**ની સાથે યુદ્ધ કરીશ નહિ, પણ એક **અર્જુન**ની સાથેજ યુદ્ધ કરીશ. કારણકે, હું જો રણમાં **અર્જુન**નો નાશ કરીને વિજય મેળવું તો મારો

જગત્‌માં યશ થાય અથવા **અર્જુન** મને મારીને જય મેળવે તો જગતમાં તેનો યશ થાય.

હે યશસ્વી માતા! તમારા પાંચ પુત્રો કોઈ પણ દહાડો નાશ પામવાના નથી, જો **અર્જુન**નો નાશ થશે તો એ મારા **કર્ણ**ના સુદ્ધાંત પાંચ રહેશે, અને જો હું મરી ગયો તોપણ તમોને પાંચજ રહેશે." **કર્ણ**નાં આવાં વચન સાંભળી **કુંતી** દુઃખથી ધ્રુજવા લાગી, પરંતુ ધૈર્યથી સ્થિર થઈ, પુત્ર **કર્ણ**ને આલિંગન આપીને બોલી; હે **કર્ણ**! તું જેમ કહેછે તેમજ થશે. **કૌરવો** વિનાશ પામશે. કારણ કે દૈવ મહાબળવાન છે. હે શત્રુનો નાશ કરનાર બેટા **કર્ણ**, તેં જે ચારે ભાઇઓને અભયદાન આપ્યું છે **"તે યુદ્ધ ન કરવા રૂપી અભયદાન તું પાળજે"** તે પછી **કુંતા**એ **કર્ણ**ને કહ્યું કે, "તારૂં નિર્વિઘ્ન કલ્યાણ થાઓ" **કર્ણે** તેના ઉત્તરમાં 'તથાસ્તુ' એમ કહ્યું. પછી તે બંને જૂદે જૂદે માર્ગે ચાલ્યાં ગયાં.

"ઉપકારનો બદલો સત્પુરૂષો ઉપકારથી વાળે છે એટલુંજ નહિ, પરંતુ ઉચ્ચ પુરૂષો તો અપકારનો બદલો પણ ઉપકારથીજ વાળવા સદા તત્પર હોય છે."

## दोहरो.

साकर तजे न सरसपणुं, सोमल तजे न झेर,
सज्जन तजे न सहनता, दुर्जन तजे न वेर.

## दोहरा.

દાતાથી મોટો નહિ, દાતાથી નહિ શૂર;
દાતાથી ડાહ્યો નહિ, પ્રતાપ જેનો પૂર. ૧
બહોતેર કળા બુધ્ધિવધે, ચઉદ વિદ્યાચિત્ત ચાહાય;
દાતા ગુણ જેમાં વસે, બહોળો જશ બંધાય. ૨
કળ વિકળ જાણુ નહી, દીલથી હોય દાતાર;
વિશંભરને વહાલો ઘણો, ધન્ય એનો અવતાર. ૩
સોમાં શૂરો કોઇ ક નર, લક્ષે કોઇ દાતાર;
પંડિત નર પરખી શકે, ધન્ય એનો અવતાર. ૪
શરીર આપવું સોહલું, દોહલો દેવો દામ;
દાતા ધન ધુળવત ગણુ, તે નહી ઠામે ઠામ. ૫
જીવત જગતે જશ વધે, સ્વર્ગ સમુ સુખ થાય;
કૃપણ હોય કોટી પતી, આપ હાથે નવખાય. ૬

**કવિ શામળ.**

---

# બોધવચન.

૪૦ સજ્જનોની વિભૂતીઓ પરોપકારાર્થે છે.

૪૧ શ્રમ સર્વ વસ્તુને જીતે છે.

૪૨ દોલત કરતાં ડહાપણ ઉમદા ચીજ છે.

૪૩ કોઇના ઉપર કઠોર વચન નાખ્યા આગમજ પોતાપર લાગુ કરો.

૪૪ પોતાના નોકરો તરફ ઉદારતા, તે નવી ખાણ શોધવાના પ્રયત્ન બરોબર છે.

૪૫ દેશ સુધાર્યા પહેલાં પોતાનું ઘર સુધારો.

૪૬ આગ્રહ પૂર્વક ઉત્સાહની સામે કશું ટકી શકતું નથી.

૪૭ સુખ દુઃખ એ સૃષ્ટિનો ક્રમ છે, માટે તેને બહુ સ્વાધિન થવું નહિ.

૪૮ દરેક કામની શરૂઆતમાં ભય છે, માટે દૃઢતાથી તેનાપર જય મેળવવો.

૪૯ દરેક માણસે આત્મવિજયી થવું જોઇએ.

૫૦ પોતાના અંતઃકરણની પરીક્ષા કરતાં પણ શીખવું જોઇએ.

૫૧ પોતાનો હક્ક મેળવતાં પોતાના આશ્રીતો તરફ પણ નજર કરવી.

૫૨ મનુષ્યનો સંકલ્પ શરીર પર દ્રઢ અસર કરે છે, માટે અંદરથી નચિંત રહેવું

૫૩ દરેક કામનો આધાર બનતા સુધી પોતાપર રાખવો વધારે સારો છે.

૫૪ સ્વવર્તનની અસર પોતાની પ્રજાને જલદી થાય છે, માટે પોતાનાં રીતી રિવાજ તરફ પણ દ્રષ્ટિ રાખવી.

---

## वजीर तरफ बादशाहनो प्यार.

એક **બાદશાહને** પોતાના વજીર ઉપર ઘણોજ પ્યાર હતો, તે વજીર જ્યારે ઘડપણમાં મરણને ખાટલે પડયો, ત્યારે બાદશાહ બહુજ દુઃખી થયો, અને પોતાને તેના મરણની ખબર કાને ન પડે, તેથી એવો હુકમ કર્યો કે,

"જે કોઇનેક વજીરના મરણની ખબર કરશે, તેને તેજ ઘડીએ શૂળીએ ચઢાવવામાં આવશે!"

આટલું બધું તે વજીર તરફનું દુઃખ ધરાવતો હતો. ઉપલો બાદશાહનો હુકમ સાંભળી વજીરના મરણની

ખબર કરવાને કોઇપણ હામ બીડી શક્યું નહિ, અને બેત્રણ દિવસ ગયા કેડે, તે ભલો **વજીર** પોતાના પેદા કરનારની રૂબરૂ, આ ફાંની દુનિયા તજી ચાલીગયો હતો.

અંતે તે વજીરનો એક પુત્ર હતો, તેણે આ દુઃખદાયક અને જીવ સાટેના સમાચાર બાદશાહને પહોંચાડવાની હામ ભરી, અને પાદશાહ પાસે જઇ [1]કદમબોસી કરી નીચલો દુહોબોલ્યો.

**"हीलन मीलन चीतवन मीटी, पिंजर घटके द्वार;**
**हंशा था, सो, उडगया, रही खाखकी खाख."**

મોટા નાગે ડંખ માર્યો હોય તેમ આ દુહાનોમર્મ સમજી બાદશાહ પુકારી ઉઠયો, "ત્યારે શું, અંતે મારો નેક વજીર મરણ પામ્યો?

"હા, ખુદા વંદ" વજીર પુત્રે જવાબ દીધો "જે શબ્દો આપને મોઢે નીકળ્યા તેજ ખરા છે."

વજીર પુત્રને ચાલાક જોઇ, તેજ જગોપર તેને કાયમ કર્યો, અને તેની હિમ્મત તથા સ્વાર્પણનાં ઘણાં વખાણ કર્યાં? "**हिम्मते मरदा तो मददे खोदा**"

---

૧ નીચાનમી તેના પગને ચુમી લેવી તે.

# સાવલી, ગામની પરબડી.

...............

ભર ઉનાળામાં એક બાઇ જંગલમાં 'પરબ, માંડી પાણી પાતી હતી. ત્યાં ચાર મુસાફરો આવી ચઢયા' તેમણે ઠંડું પાણી પી પોતાની તૃષા મટાડી. જતી. વખતે, તે બાઇના હાથમાં પહેલા જનાર માણસે એક સોનાની મહોર આપી. બીજા એ એક પૈસો આપ્યો. ત્રીજાએ એક પાઇ આપી અને ચોથો માણસ એમજ ચાલ્યો ગયો.

પાછળ રહેલો એક પટાવાળો કહે છે કે, "બાઈ, આ, પહેલા ગયા તે તો **વડોદરાના મહારાજા શિયાજીરાવ** હતા. બીજો **અમદાવાદનો શ્રાવક છે.** ત્રીજો **કપડવંણજનો** વાણિયો છે, અને ચોથો **ઉમરેઠનો કોઈ** માગણ **બ્રાહ્મણ હોય** એમ જણાય છે." જોને, બાઈ, "ઘોડા ઘોડાના રૂપને દોડે" એ, કહેવત પ્રમાણે રાજા, પ્રજા અને માગણ સૌએ પોતપોતાની સ્થિતિ, વૃતિને અનુસરી તારા તરફ ઉદારતા કરી છે. એમણે કંઈ પાણીનું મૂલ કર્યું નથી. પાણી એ તો ચારે જણની તૃષા સરખી રીતેજ મટાડી છે. બાઈ!

સર્વે સરખા મનના હોય, તો જગતમાં મોટા, નાના, શી રીતે કહેવાય !!"

**गीति.**

**नाम रहे छे जगमां, रहे न नाणां सदा कोइ पासे;**
**कीर्ति कोट रुपाळा, पडे न पाड्या सदा अचल भासे.**

---

**"शतेषु जायते शूरः सहस्रेषुच पंडितः ।**
**वक्ता दश सहस्रेषु दाता भवति वा,न,वा," ॥ १ ॥**

સો પુરૂષોમાં એક શૂરવીર થાય છે, હજારમાં એક પંડિત થાય છે અને દશ હજાર પુરૂષોમાં એક વક્તા થાય છે; પણ દાતાર પુરૂષ થાય કે, ન થાય ! અર્થાત દાતા થવો અશકય !

---

# वगर टीकिटनो कागळ !!

એક મહાન કવિ **અમેરિકામાં** મુસાફરી ગયો હતો, જ્યાં **હિંદુસ્થાન** મધ્યેના એક મિત્ર તરફથી સ્ટાંપ વગરનું એક કાગળ તેને મળ્યું. કવિ સાહેબે સ્ટાંપની બેવડી રકમ ભરીને કાગળ ખરીદ્યું; પણ

તેના ભારે બીજવાટ વચ્ચે તેમાં ફક્ત નીચલા શબ્દો તેણે વાંચ્યા.

"હું સારી પેઠે છું, લી. તમારો દુવાગીર; ઇ." * * * કવિએ, આ નફટાઇનો બદલો લેવાનો ઠરાવ કર્યો: ભારે વજનનો એક પથ્થરો મેળવી, તેણે એક પેટીમાં પેંક ફીધો, અને, તે, લઇ જવાનો ખરચ આપ્યા વિના, પોતાના મિત્ર ઉપર ટપાલ મારફતે **હિંદુસ્થાન** રવાના કર્યો. મિત્રને આ પેટી મળતાં, તેમાં કંઈ કિમ્મતી માલ હશે, એવા ખ્યાલથી, ટપાલ ખરચની મોટી રકમ આપી, તે પેટી લીધી.

તે ઉખેડીને જોતાં, તેના મોટા ગુસ્સાસાથે, એક અસાધારણ પથ્થરો જોયો!! અને તે ઉપર વળગાવેલી નીચે પ્રમાણેની ચિઠ્ઠી વાંચી.

"તમો સારી તન દુરસ્તીમાં હોવાની ખબર આપનારો કાગળ વાંચ્યા પછી, મારી છાતી ઉપરથી આ પથ્થર જેટલો ચિન્તાનો ભાર ઓછો થયો હતો."!!

# વજીરની જગોનો ઉમેદવાર.

**અકબરની** કચેરીમાં એક દીવસે એક વજીરની જગ્યાનો ઉમેદવાર આવ્યો, અને કહેવા લાગ્યો, '**બાદશાહ સલામત,** હું વજીરાતનું કામ સારી રીતે જાણું છું. **અકબરે** કહ્યું, "આ વખતે તમામ મેહફીલનાં માણુસોના મનમાં શું છે"? ત્યારે તે ઉમેદવાર બોલ્યો "ગરીબ પરવર, માણુસના મનની વાત હું શી રીતે કહું?" **અકબરે** કહ્યું, "જો તને એટલું જ્ઞાન નથી તો તું વજીરાતનું કામ શી રીતે કરીશ?" ફરી તે ઉમેદવાર બોલ્યો, "જહાંપનાહ, હું એવો કોઇ માણુસ નથી જોતો, કે જે બીજા માણુસના મનની વાત કહે. તેમ વળી આ વખતે દરબારમાં મોટા મોટા વજીર બીરાજેલા છે, એમનામાંથી કોઇને પૂછો વારૂ, કોઇ કહી શકે છે?" ત્યારે **અકબરે બીરબલને** પુછ્યું, "**બીરબલ,** તું કહે કે આ વખતે તમામ માણુસોના મનમાં શું છે?" **બીરબલે** કર જોડીને કહ્યું, કે "તમામ લોકોના મનમાં એમ છે કે **અકબર** બાદશાહ અમર રહે અને આપનો નેક અમલ તમામ પૃથ્વી પર જામે. એમ છે, પૂછી લ્યો ખુદાવીંદ સર્વને."

**અકબરે** બીરબલનો જવાબ પસંદ કરી, આવેલા ઉમેદવારને રજા આપી.

**दोहरा.**

**मूख, श्रवण, द्रग, नासिका, सबको एकही ठोर;**
**कहेवो, सुनवो, देखवो, चतुरनको कछु ओर.**

---

# शेठे कणसलुं कागवासमां वाळ्युं!?

એક વખત આસો મહિનામાં જ્યારે વરસાદ બંધ પડયો હતો, અને ખેતરોમાં અનાજ પાકીને તૈયાર થયું હતું, તે વખત એક વાણીઓ જેનું નામ **અમથાશાહ** હતું, તે પોતાના ખેતરમાં ગયો. આ વખતે પરમેશ્વરની દયાથી વરસાદપાણી ઠીક થયાં હતાં; તેમજ બીજી કશી અડચણો નહિ પડવાથી ખેતરમાં અનાજના છોડ સારી હાલતમાં રહ્યા હતા.

**અમથાશાહ**ના ખેતરમાં બાજરી પાકીને તૈયાર થઈ હતી, અને ખેતરમાં બાજરીના છોડ ઉપર કણુસલાં એવાં તો શોભી રહ્યાં હતાં કે, તે જોઇ મનને ઘણો આનંદ થાય. આ આખું ખેતર બાજરીના મોટા મોટા

જીાડને લીધે ઘણું રળિયામણું લાગતું હતું, અને તેને અંદર ફરીને તપાશી શકાય તેમ નહોતું તેથી **અમથાશાહ** માળા ઉપર ચડયા, અને ઉંચા નીચા થઈ ચારે બાજુ જોવા લાગ્યા. દેખાવ રળિયામણો હતો તેથી શેઠ રાજીરાજી થઈ ગયા; પણ તેવામાં દૈવયોગે શેઠને નાખુશ કરનાર એક બનાવ બન્યો.

ખેતરની વાડ ઉપર એક કાગડો બેઠો હતો તે "કા, કા" કરતો આમતેમ ડોકું ધુણાવતો હતો. **અમથાશાહ**ની નજર અનાયાસે તે કાગડા ઉપર ગઈ. તેમના મનમાં આવ્યું કે, રખેને આ કાગડો એમાંથી એકાદ કણુસલું લઈ જાય! આવો વિચાર કરતા હતા તેવામાં બન્યું પણ તેમજ. કાગડો "કા, કા" કરતો ઉડયો અને એક કણુસલું ઝટ લઇને ચાંચમાં લીધું, પછી શેઠના માથા ઉપર થઇને ઉડતો ઉડતો આગળ ચાલ્યો.

શેઠ આ જોઇને બહુ દિલગીર થયા. મનમાં ઘણું એ આવ્યું કે જો મારે પાંખો હોત તો એની ચાંચ મરડીને એ લુચ્ચા પાસેથી હમણાંજ કણુસલું લેઈ લેત, પણુ લાચાર, ઇશ્વરે પાંખ આપી નથી. ઊંચું જોઇને કહે છે, હાયરે હાય, હવે શું કરૂં!!૯

આ કાગડો જાણે શેઠને રીસે બાળવા ઇચ્છતો હોય• તેમ તે કણુસલું લેઈ એક ઝાડ ઉપર બેઠો, અને શેઠની જાણે મશ્કરી કરતો હોય, તેમ તેમના સામું જોઇ "કા, કા" કરવા મંડયો.

શેઠથી આ અપમાન ખમાયું નહિ, તેથી ગુસ્સામાં આવી બોલી ઊઠયા, "વારૂ, વારૂ, બચ્ચાજી, કંઈ ફિકર નહિ, આનું સાટું તો આગળ પર વાળીશ." પછી જ્યારે ભાદરવા માસમાં શેઠના બાપનું શ્રાદ્ધ આવ્યું ત્યારે, ગોરને કહ્યું કે "ઓણ વાસ નાખવી નથી." ગોર આશ્ચર્ય પામ્યા અને બોલ્યા "શા માટે?" શેઠ ગુસ્સામાં બોલ્યા, "હરામખોર કાગડો લીલું છમજેવું બે આનાનું કણુસલું આગળથીજ લઈ ગયો છે હવે વાસ શેની નાખે?"

આવી શેઠની ઉદારતા સાંભળીને ગોર મહારાજ તો સ્તબ્ધ થઈ ગયા અને મનમાં બોલ્યા "અરે રામરામ, કણુસલું કાગવાસમાં વાળ્યું!!"

---

# કેદારનું કંકણ.

એક **શાન્તિ બ્રહ્મા** નામના બિલાડે દૂધ પીવાના હેતુથી, દોહણીમાં ઘણા જોરથી પોતાનું માથું ઘાલ્યું હતું. દૂધ પીધા પછી માથું બહાર નીકળી શક્યું નહિ, ને ઘણા પ્રયત્ને વાસણ ફોડી નાખ્યું, પણ દોહણીનો કાંઠલો તેના ગળામાં ભરાઈ રહ્યો. આથી તેના જાતી ભાઇઓ પણ તેની આવી વિચિત્રતા જોઈ તેનો તિરસ્કાર કરવા લાગ્યા. આથી કંટાળી તે એક મહાદેવના દહેરામાં ગયો. જ્યાં ઉંદરોની વસ્તી ઘણી હતી, તે તેને જોઈ નાશી ગયા; ત્યારે તેણે સર્વને એકઠા કરી કહ્યું કે, "જુઓ ભાઇઓ, હું **કેદારનાથ**ની જાત્રા કરવા ગયો હતો, અને હવે સર્વ પ્રાણીને સમાન ગણી કોઇની પણ હિંસા ન કરવી, એવો નિશ્ચય કરી આ '**કેદારનું**' કંકણ પહેરી લાવ્યો છું."

અને આ મહાદેવના પવિત્ર સ્થળમાં હું તમો સર્વ ભાઇઓ સાથે, હળી મળીને રહેવાની ઇચ્છા રાખું છું. **શાન્તિબ્રહ્માનું** આવું સમાન ભાવનું યુક્તિ ભરેલું ભાષણ સાંભળી, સર્વ ઉંદર ભાઇઓ નિર્ભય થયા. થોડે

વખત ગયા પછી તે બગભગતે એવી યુક્તિ કરવા માંડી કે, જે છેલ્લામાં છેલ્લો જાય, તેને પકડી ખાઈ જાય. એમ કરતાં ઘણા ઉંદરોનો તેણે નાશ કર્યો. કોનો અને દરરોજ કેટલાનો નાશ થાય છે, તે તેઓ જાણી શક્યા નહિ, પણ હંમેશાં સંખ્યા ઓછી થાય છે, એમ તેમના સમજવામાં આવ્યું હતું; તેવામાં એક બાંડો (પૂછડી વગરનો) ઉંદર જણાયો નહિ, તેથી તેઓ સમજ્યા કે આ **શાન્તિ બ્રહ્મા**નુંજ કામ છે!

ત્યારે તેમણે તેને નીચે પ્રમાણે કહ્યું:—

"शान्ति ब्रह्मन्नमस्तुभ्यं, नमः केदार कङ्कणम्।
सहस्त्रेषु शतं नास्ति बंड पुच्छोन दृश्यते."

"હે, શાન્તિ બ્રહ્મા! તને અને તારા 'કેદારના' કંકણ બંનેને નમસ્કાર છે. હજારમાંથી સો પણ હાલ જણાતા નથી, અને બાંડો ઊંદર ન જણાવાથી, અમને ખાત્રી થઈ છે કે, તેંજ આ બધા ઊંદરોનો નાશ કર્યો છે."

# દ્રોણાચાર્યની શાળામાં અર્જુનનો અભ્યાસ.

આ મહા બાણાવળી અને વીર પુરૂષ **હસ્તિના પુરના** રાજા **પાંડુનો** પુત્ર, અને મહારાજા **યુધિ-ષ્ઠિરને**ા ભાઈ થાય. તે પોતાના મોટા પરાક્રમ વડે પૃથ્વીમાં પ્રખ્યાતીને પામ્યો છે. એણે પણ **દ્રોણા-ચાર્યની** શાળામાં **દુર્યોધન** રાજા સાથેજ અભ્યાસ કર્યો હતો. **અર્જુનને** પોતાના અભ્યાસમાં ભારે પ્રવૃત થએલો જોઈ એક દિવસે **દ્રોણાચાર્યે** શાળાના રસોઇઆને એકાન્ત બોલાવી કહ્યું કે, **અર્જુન** રાતે જમતો હોય, તે વખતે દીવો ઠારી નાખજે, ને પછી તેને અન્ન પીરસવું નહિ, અને માગે તો કહેવું કે અંધારામાં જમાય નહિ. આ વાત મારી કહેલી છે, એમ તેને જાણવા દઇશ નહિ. પછી તેણે તેમ કર્યું, અને અંધા-રામાં પીરસવાની **અર્જુનને** ના પાડી. ત્યારે **અર્જુને** કહ્યું કે, "રોજના અભ્યાસથી અંધારામાં પણ કોળીઆ મોઢામાંજ જાય." એમ કહેવાથી રસોઈઆએ પીરસ્યું; અને **અર્જુને** જમી લીધું. આથી તેણે એવું દ-

દૃષ્ટાંત લીધું કે "અભ્યાસથી સર્વ વાત સરલ છે." પછી રાત્રે અંધારામાં પણ ધનુષ વડે બાણો ફેંકવાનો અભ્યાસ કરવા માંડયો. રાત્રે ધનુષ્યનો શબ્દ સાંભળીને **દ્રોણગુરૂ** પથારીમાંથી ઉઠીને **અર્જુનને** આલિંગન દઈ કહ્યું કે—"તું મોટામાં મોટો સમર્થ યોદ્ધો થઈશ, અને ધનુર્વિદ્યામાં તારા જેવો કોઈ પરાક્રમી નીકળશે નહિ," એવો આશિર્વાદ આપ્યો, અને બધી જાતનાં યુદ્ધ શીખવ્યાં. એક વખતે 'ગરંજ' પક્ષીને ઝાડપર ટંગાવ્યું, અને તેને પાડવાનું દરેક રાજકુંમારને પરીક્ષા કરવા ફરમાવ્યું, તેથી સર્વ જણ બાણ સાધીને ઉભા રહ્યા. તેમાં પણ તે પક્ષીને **અર્જુને** બાણથી વીંધીને પાડયું હતું. પોતાના ગુરૂ ગંગામાં નહાતા હતા, ત્યાં તેમને ઝુડ ( મગર ) બાઝયો હતો, તે વખતે શિષ્યોની પરીક્ષા લેવા અને તે દુઃખમાંથી છૂટવા, સર્વને આજ્ઞા કરવામાં આવી હતી. તે વખતે પણ તેમને **અર્જુને** છૂટા કર્યા હતા. **દ્રૌપદીના** સ્વયંવરમાં તથા **કૌરવ પાંડવોના** યુદ્ધમાં પણ તેણેજ જય મેળવ્યો હતો.

આ પાઠ આપણને એવું શીખવેછે કે એવી કોઈ

પણુ વસ્તુ નથી કે જે મનુષ્યના દૃઢ સંકલ્પ આગળ ન પ્રાપ્ત થઈ શકે?

આ ઉત્તમ શિષ્યને **શ્રી કૃષ્ણે** તત્વજ્ઞાનથી ભરપુર '**ગીતાશાસ્ત્ર,**' શીખવ્યું હતું, જેને પ્રત્યેક **આર્ય** સંપૂર્ણ પૂજ્યભાવથી જુએ છે. જ્યાંસુધી **ભગવદ્ગીતાનું** મહાત્મ્ય જગત્માં કાયમ છે, ત્યાંસુધી **અર્જુન** પણ **શ્રી કૃષ્ણ** સન્મુખ કાયમજ છે.

---

## ઉદ્યોગીને બેવડો લાભ.

ત્રીજો **જ્યોર્જ** રાજા ગામડામાં ફરતો ફરતો શિકારની રમતમાં એક ઘાસના બીડમાં આવી પહોંચ્યો. ત્યાં એકજ બાયડી ઘાસ કાપતી હતી. રાજાએ પૂછ્યું તમારાં સાથી કયાં ગયા છે? બાયડીએ કહ્યું તેઓ રાજાને જોવા ગયાં છે. રાજાએ કહ્યું તો તું કેમ ના ગઈ? બાઇએ જવાબ દીધો કે, એમાં શું જોવાનું છે. એપણ આપણા જેવો મૂર્તિમાનજ હશે! પહેલાં આપણે આપણી અગત્યતા વિચારવી જોઇએ. જે મૂર્ખીઓ શહેરમાં ગઈ છે, તેમણે આખા દિવસની મજૂરી

ખોઈ, પણ મારે તો પાંચ છોકરાંનું ભરણ પોષણ કરવું પડે છે, તેથી એક દિવસ મજૂરી ખોઉં તો ઘણી આપડા પડે. દયાળુ રાજાએ તેના હાથમાં પોતાનો સોનાનો શિક્કો મુકીને કહ્યું કે તમારાં જે સાથીઓ શહેરમાં ગયાં છે, તેમને કહેજો કે, "મહારાજા પોતેજ મળવા આવ્યા હતા અને આ સોનાના શિક્કાવાળી છબી યાદ-ગીરીમાં મને આપી ગયા છે."

---

# असाधारण पितृ भक्ति.

પૂર્વે **શન્તનુ** નામે એક રાજા **હસ્તિનાપુર**માં રાજ્ય કરતો હતો. તેને **દેવવ્રત** નામે એક પુત્ર હતો. તે બહુ રૂપવાન, બળવાન અને બુદ્ધિમાન હતો. તેની પિતા તરફ અસાધારણ ભક્તિ હતી.

એક વેળા એક માછીની કન્યા, જેનું નામ **સત્ય-વતી** હતું, તેને જોઇને રાજા **શન્તનુ**ને તેની સાથે લગ્ન કરવાનો વિચાર થયો, પણ **દેવવ્રત**ની મરજીથી ઉલટા ચાલીને તે તેમ કરી શકે તેમ નહોતું, માટે તે બહુ ઉદાસ થઈ ગયો. **દેવવ્રતે** પિતાને ઉદાસ

જોઈ પૂછ્યું, "પિતાજી, આપ શા, માટે ઉદાસ દેખાઓ છો ?"

શન્તનુએ નિશ્વાસ નાખી કહ્યું "કંઈ નહિ બેટા."

**દેવવ્રતે** કહ્યું, "મારા આગળ આપ વાત છાની રાખશો નહિ, એવી મને ખાત્રી છે, કેમકે મારા સમાન આપને બીજું કોઈ પ્રિય હોય એમ હું માનતો નથી. જો આપને કંઈ અર્થની ઇચ્છા હોય તો પ્રાણાર્પણ કરીને પણ લાવી આપવા આપનો આજ્ઞાંકિત પુત્ર તૈયાર છે?" આવાં અનેક વચનો બોલી, પિતાની મરજી જાણવાની તેણે હઠ લીધી. પુત્રની આવી હઠ જોઈ, રાજાએ પોતાનો વિચાર ઉઘાડો કર્યો, અને તે સાંભળી **દેવવ્રત** બહુજ આનંદ પામ્યો; ને તરતજ **સત્યવતી**ના પિતાને પોતાના પિતાની મરજી જણાવી.

તે કન્યાના બાપે કહ્યું કે, "તું રાજ્યાધિકારી પુત્ર છે, તેને મૂકીને મારી કન્યા જે ઉતરતી જાતિની ગણાય, તેના પુત્રને રાજ્ય મળવાનો લગારે સંભવ નહિ, માટે હું તેમ કરવા રાજી નથી."

પછી **દેવવ્રતે** ઋષિઓ અને રાજ પુરૂષોના દેખતાં ઈશ્વરને સાક્ષી રાખી એવી પ્રતિજ્ઞા લીધી કે, "મારે

આખી ઉમ્મર 'બ્રહ્મચર્યે' પાળવામાં ગાળવી, અને તારી પુત્રીને જે સંતતી થાય, તેનું સર્વે પ્રકારે રક્ષણ કરવું."

**દેવવ્રત** જેવો રાજકુમાર, કે જે મહાસુખમાં ઉછરેલો અને જેના મનમાં સંસાર વ્યવહારના મોહક સુખનો પણ બહુ અભિલાષ રહેલો, તેની આવી ભયાનક પ્રતિજ્ઞા સાંભળી, તે માછીની ખાત્રી થઈ અને તેણે પોતાની કન્યા **સત્યવતીને** રાજા **શન્તનુને** આપી.

ધન્ય છે, આવા કુલ દીપક પિતૃભક્તને! તેમનું ભૌતિક શરીર આ ક્ષણભંગુર જગત્માંથી નાશ પામ્યું છે, પણ "**ભીષ્મ**" જેનો અર્થ "ભયંકર પ્રતિજ્ઞા કરનાર" થાય છે, તે 'અમર નામ' સૂર્ય ચંદ્ર તપે ત્યાંસુધી લોકના હૃદયમાં વાસ કરશે.

## છપો.

સપુત નામ સરદાર, કોઈ ઉપર નવ કોપે ;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે.
સપુત નામ સરદાર, બાપનું કુળ ઉદ્ધારે;
સપુત નામ સરદાર; હોય સમરથ પણ હારે.

વળિ સપુત નામ સરદાર તે, કુટુંબનું પોષણ કરે;
**શામળ** કહે સપુત સલક્ષણા, માત પિતા જેનાં ઠરે.

---

# ઉંચમાં હલકાં પાત્રો સમાતાં નથી!

એક વખત મેં મારા એક મિત્રને પૂછ્યું કે, "તમારા, અને તમારા લખાણ વિષે, જાહેરમાં ઘણીજ [1]ટીકા થાય છે, એમ છતાં પણ તમે જરાએ ગભરાતા નથી; અને જાહેર છાપા તથા જાહેર માણસો સાથે [2]વૈરભાવ રાખવાને બદલે, તેમના [3]પ્રતિ માન અને સ્નેહની નજરે જુઓ છો; પણ તેથી ઉલટી રીતે, આપણો પેલો બીજો મિત્ર, તેના વિષે કંઈ પણ બોલવામાં આવતાંજ ચીડાઈ જાય છે, અને આપણી સાથે, બે ત્રણ દિવસ સુધી તો બોલતોજ નથી, તેનું કારણ શું?" મારા તે વિદ્વાન મિત્રે તે ઉપરથી મને નિચેની વાર્તા કહી.

"ચાંદીના ચમચાઓની મિજલસમાં, એક વખત એક લાકડાનો ચમચો, પોતાની ઉપર ચાંદીનો ઢોળ

---

૧ ગુણદોષની પરીક્ષા. ૨ અદેખાઇ. ૩ તરફ.

ચઢાવીને દાખલ થયો. સર્વે વચ્ચે [1]ગાઢી દોસ્તી બાઝી અને લાકડાનો ચમચો પણ ચાંદીનો ઢોળ હોવાથી, મોટા ખાનદાનમાં ખપવા લાગ્યો. આમ ઘણા દિવસ ચાલ્યું, પણ આખરે તેમની દોસ્તીમાં નિચેની તકરાર ઉપરથી ખલેલ પડી."

એક દિવસ, ચાંદીના ચમચાઓના જન્મ દિવસના ઉત્સવની ખુશાલીના વાર્ષિક ખાણામાં, એક વૃદ્ધ ચમચે દરખાસ્ત મૂકી કે "આપણે અમુક દિવસે, એક મોટા ધિકધિકતા ચૂલામાં, એક કલાક સુધી રહી આવવું." આ દરખાસ્તને એક નાનકડા ચમચાએ ખુશીથી ટેકો આપ્યો. એટલામાં, પેલા ઢોળવાળા ચમચાએ ગભરાઇને આ દરખાસ્ત ઉપર સુધારો મૂક્યો કે, "આવી નકામી તસ્દી લેવાની કંઈ જરૂર નથી. ડાહ્યા પુરૂષો [2]નિષ્પ્રયોજન કશું કાર્ય કરતા નથી." આ સુધારાની દરખાસ્તપર તકરાર ચાલ્યા પછી, પ્રમુખે છેવટનું ભાષણ કર્યું કે, "જેવી રીતે ડાહ્યા પુરૂષો પોતાની વિશેષ ટીકા થવાથી ખુશ થાય છે, એવી ઇચ્છાથી કે, પોતાના ગુણદોષ જાણવાનું તેજ ખરૂં

---

૧ કદી તુટે નહિ એવી. ૨ વગર જરૂરનું.

સાધન છે; અને જે દુર્ગુણ હોય છે તે ટીકાઓના [1]પ્રહારથી નાશ પામે છે. તેવીજ રીતે આપણે સર્વે ચાંદીના ચમચાઓએ પણ, અમુક વખતે દેવતામાં જઈ આવવું, ઘણું અગત્યનું છે: કેમકે તેમ થવાથી ઘણા દિવસનો કાટ ચઢયો હોય, તો તે નાશ પામેછે, એટલુંજ નહિ, પણ આપણે વધારે [2]પ્રકાશિત દેખાઇએ છીએ; અને આપણી કિંમત વધે છે."

સભામાં મત લેતાં, અસલ દરખાસ્ત, એક [3]વિરૂદ્ધ મતે પસાર થઈ, અને વિરૂદ્ધમત આપનારે, ઘણીજ નાખુશીથી, એ મંડળીમાંથી રાજીનામું આપ્યું.

હલકાં માણસો, દૈવયોગે આબરૂદાર મંડળીમાં દાખલ થઇ જાય છે, પણ પ્રસંગ આવ્યે, તેમનો મૂળનો સ્વભાવ જણાવી, નિરાશા સાથે જૂદાં પડે છે.

---

# ईश्वरी दरबारमां एक राजानी नोंध.

**સબુકતગીન** રાજા **અલપ્તગીનનો** ગુલામ હતો, તે તમો ઇતિહાસમાં શીખી ગયા છો.

---

૧ મારથી. ૨ તેજવાળા. ૩ સામું.

**નિશાપુર** શહેરની આસપાસના મેદાનોમાં તે શિકાર કરવા જતો હતો. એક દિવસે જંગલમાં એવું બન્યું કે, તેણે નિર્ભયપણે ચરતી એક હરણી, અને તેની બાજુએ તેનું બચ્ચું દીઠું. તેણે પોતાના ઘોડાને એડી મારીને દોડાવ્યો, અને ત્યાં જઇને તરત તે હરણીના બચ્ચાને પકડયું, ને તેના પગ બાંધીને તેને સંભાળથી જીન ઉપર પોતાની આગલ મૂકયું. પછી તે શહેર તરફ પાછો ફર્યો; પણ જ્યારે તે ગયો ત્યારે બિચારી હરણી દયામણી રીતે તેના તરફ જોતી જોતી તેની પાછળ ચાલી!

આથી **સબકતગીન**નું અંતઃકરણ એટલું દયાર્દ્ર (દયાથી ભરેલું) થઈ ગયું કે, તેણે તે બચ્ચાને છૂટું મૂકી દીધું. ત્યારે તે હરણી અતિ હર્ષ પામી અને પોતાના બચ્ચા સાથે ખેતરોમાં ખુશકારક સ્વતંત્ર જીંદગી ભોગવવાને પાછી ફરી; પણ હજી તે પાછી ફરી ફરી **સબકતગીન** તરફ જોતી હતી, અને તેની વિશાળ આંખો આભાર અને પ્રેમનો ભાસ કરતી હતી. તેજ દિવસે રાત્રે **સબકતગીને** સ્વપ્નામાં એક તેજસ્વી પેગમ્બર જોયો. તેણે કહ્યું "હે અમીર, **નાસિરૂદીન**

**અબ્બકતગીન** તેં નિરાધાર અને દુ:ખી પ્રાણી તરફ કોમળ દિલથી જે દયા બતાવી છે, તે ઇશ્વરના તખ્ત આગળ સ્વીકારવામાં આવી છે, અને એક ઇશ્વરના 'રાજસભાગૃહ' (council chamber) માં રાજાઓના પત્રકમાં તારૂં નામ નોંધાયું છે; તે માટે તારી પ્રજા તરફ જરૂર એજ રીતે દયાથી વર્તવું, અને કદી આ દયાનો ગુણ છોડવો નહિ. કારણ કે માયા અને દયા આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણનો અખુટ ઝરો છે." શિકારની રમત રમનાર, ગાય, બળદ, બકરાંના ગળા ઉપર છરી મુકનાર, અને પવિત્ર સ્થાનોના દરવાજે, હલાલ કરવા વાળાએ જાણવું જોઇએ કે; મુસલમાની ધર્મના નિયમોમાં દયા સંબંધી ઉપદેશનો ભાગ કેવો છે! **મહુંમદ** પેગંબરના ચરિત્ર ઉપરથી સમજાય છે, કે આ પંથ જોર જુલમથી નહિ, પણ દયા અને પ્રેમનાં કામોથીજ પૃથ્વી ઉપર ફેલાયો છે.

---

## योग्यताविनानी बक्षीस.

**અકબરને** એક વખત પોતાના દુધભાઇ ઉપર ઘણી પ્રીતિ થવાથી, તેને એક નાના રાજ્યનો સુલતાન બ-

નાંખ્યો. પણ તે જરાક કમ અક્કલનો હોવાથી, તેને **બીરબલના** જેવો પ્રધાન આપવાની ઇચ્છા થઇ, કે જેથી તેનું રાજ્ય પોતાના રાજ્ય જેવું સલામત થાય. આ સબબથી **બીરબલને** તેણે એવો હુકમ કીધો કે "આઠ દિવસની અંદર તારા જેવો એક બીજો **બીરબલ** લાવ." આથી તે મુશ્કેલીમાં આવી પડયો. છેક મુદ્દત પાસે આવી ત્યાં સુધી પોતાના જેવી સુરત,[1] બુદ્ધિએ મળી આવે એવો પુરૂષ કોઇ જણાયો નહિ. ત્યારે તેણે નીચે પ્રમાણે યુક્તિકરી. પોતાને ઘેર એક ગાય હતી, તેનો આખલો ઘણોજ મદોનમત થએલો હતો, તેને શણગારી કચેરી બહાર ઉભો રાખ્યો.

જ્યારે રાજાએ પૂછ્યું કે, તમે બીજો **બીરબલ** લાવ્યા? ત્યારે તેણે કહ્યું હાજી, કચેરી બહાર ઉભો છે. તેને સિપાઈ પાસે હાંકી મગાવ્યો, તે જોઇ રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું, કે, શું, તમે આ બીજો **બીરબલ** લાવ્યા?

**બીરબલ** કહે, "હાજી, તે અને હું બંને એકજ દૂધના ધાવેલા છીએ, તેથી તે મારો [2]'દૂધભાઇ' કહે-

---

૧ ચેહરો. ૨ એક સ્ત્રીને ધાવીને જુદા જુદા મા બાપના ઉછરેલા છોકરા.

વાય છે. જેમ આપનો દૂધભાઈ જેનખાં સુલતાન પદને લાયક થયો, તો આ મારો દૂધભાઈ મારા નામને લાયક નહિ થાય " ! !

---

## नोकर पसंद करवानी एक नवाई जेवी रीत.

એક વ્યાપારી કંપનીએ એક વખત એવી જાહેર ખબર બહાર પાડી કે, જે ઉમેદવારને નોકરી જોઇતી હોય, તેણે અમુક મુદતની અંદર અમારી પેઢી ઉપર પોતાની અરજી મોકલી આપવી; તેની સાથે પોતાની લાયકીનું સર્ટિફિકેટ પણ મોકલી આપવું.

આ જાહેર ખબર વાંચી સેંકડો ઉમેદવારોએ પોતાની અરજી મોકલી આપી, અને પરીક્ષા આપવાને બરોબર વખતે હાજર થયા.

"નામા ઠામા" સંબંધી ઘણી બારીક પરીક્ષા લઈ તે બધામાંથી માત્ર ચાર ઉમેદવારને લાયક ગણી તેમાંથી કયાને રાખવો એ બાબત નક્કી કરવાનો ઠરાવ કર્યો.

એક મુકરર દિવસે એ સઘળાઓને આવવાને ફર-

માગ્યું. પરીક્ષકે હવે શું કર્યું તે સંબંધી કેટલુંક જાણવું જરૂરનું છે.

તેણે એક કબાટમાં એક પક્ષી પુરીને ચાવી સાથેજ તે કબાટ રહેવા દીધું. પછી એક બીજો દાબડો લાવીને જે દિવાનખાનામાં કબાટ હતું ત્યાંજ મૂક્યો. તેમાં બહુ કિંમતી મેવો ભરેલો હતો; વળી એક ચીનાઈ પેટી કુંચી સાથે મૂકી તેના ઉપર એવું લખેલું હતું કે, "ખાનગી કાગળની પેટી." આ પ્રમાણે ત્રણ ચીજો ગોઠવ્યા પછી એક ઉમેદવાર, જેનું નામ **ભૂખણદાસ** હતું તેને બોલાવ્યો, અને લખવાનું કામ સોંપ્યું. આ ભાઇએ, જાણ્યું કે લાવને જોઇએ તો ખરા કે આ કબા-ટમાં શું ભર્યું છે? એમ કહી કબાટ ઉઘાડયું તો અંદરનું પક્ષી તરતજ ઉડી ગયું. આ કબાટ ઉપર લખ્યું હતું કે "વગર રજાએ કોઇએ ઉઘાડવું નહિ." આ વાંચ્યા છતાં **ભૂખણભાઇ**એ કબાટ ઉઘાડયું હતું, તેથી વિલે મોંઢે બેસી રહ્યા. આ તમાસો પરીક્ષક બેઠો બેઠો એક જાળીયામાંથી જોતો હતો, તેણે આવી કહ્યું, 'ભાઈ **ભૂખણદાસ**, તમને રાખવાની જરૂર અમારી કંપની ધારતી નથી, કેમકે અમારી કંપની હુકમ માનનારાઓ

માટેજ છે.” આ સાંભળી **ભૂખણભાઇ** તો શરમાઇને ચાલ્યા ગયા !

ત્યાર પછી **લીલાધર** નામના બીજા ઉમેદવારને તેજ જગાએ લખવાનું કામ આપી બેસાડયા. **લીલાધરભાઇ** બહુ સવાદીયા હતા તેથી પેલો મેવાનો દાબડો ઉઘાડીને તેમાંથી, લખતાં લખતાં ખાતા ગયા, અને છેવટે આખો દાબડો ખલાસ કર્યો ! પરીક્ષકે આવી કહ્યું “ભાઈ **લીલાધર**, આપ જેવા ખાઉકણની અમારી કંપનીને જરૂર નથી.” આ સાંભળી **લીલાધરજી** ઢીલાઢપ થઈ ગયા ! અને નીચું મોઢું ઘાલી ચાલતા થયા !

ત્યાર પછી ત્રીજા ઉમેદવાર **બાળકૃષ્ણ**ને બોલાવ્યા અને ઉપર પ્રમાણેજ કામ સોંપ્યું. **બાળકૃષ્ણ**એ બધે ફરીને જોયું, ત્યારે તેમની નજર પેલી પેટી ઉપર પડી. તે પેટી તેમણે ઉઘાડી અને અંદરના કાગળ વાંચવા માંડયા; આ જોઇ, પાછો પેલો પરીક્ષક આવ્યો, અને બોલ્યો, “મી. **બાળકૃષ્ણ**, અમારી કંપનીને તમારી જરૂર નથી, કેમકે તે વિશ્વાસને આધારે ચાલે છે.” આ સાંભળી **બાળકૃષ્ણ** પણ આગળના બે ઉમેદવારો માફક ચાલ્યા ગયા ! પછી ચોથા ઉમેદવાર મી. **અમૂભાઇ**ને

બોલાવ્યા, અને તેને પણ આગળના ત્રણ ઉમેદવાર માફકજ કામ સોંપ્યું. **અમૂભાઇ**એ પોતાનું કામ ધ્યાન દઇને કીધું, અને દિવાનખાનામાં પડેલી કોઈ પણ વસ્તુને હાથ લગાડયો નહિ. તેને પણ જોવાનું મનતો થતું હતું પણ, પ્રમાણિક, વિશ્વાસુ અને આજ્ઞાનુયાયી થવામાંજ પોતાનું કલ્યાણ છે, એ તે સારી પેઠે જાણતો હતો, અને તેવા થવા માટે હંમેશ પ્રયત્ન કરતો હતો.

**અમૂભાઇ** ઘણા વખત સુધી રહ્યો, પણ કશી ચીજને હાથ ન અડાડયો; તેથી પરીક્ષક બહુ રાજી થયો અને આવીને બોલ્યો, "ભાઈ **અમૂ**, અમારી કંપની યોગ્ય ઉમેદવારને મેળવવા ભાગ્યશાળી થઈ છે, અને હું આશા રાખું છું કે મારી પરીક્ષામાં આપ સફળ થયા, તેજ પ્રમાણે દરેક શુભ કાર્યમાં સફળ થવા ઉમંગી રહેશો."

**અમૂએ** કહ્યું "સાહેબ, ઇશ્વર આપની ધારણા સફળ કરે એવું તે દયાળુ પાસે ખરા અંતઃકરણથી માગું છું."

---

# રાજાઓની કૃપા અનિશ્ચિત હોય છે.

એક પ્રધાનને રાજ્ય ખટપટના સંબંધમાં વગર કારણે જન્મકેદ કરવામાં આવ્યો હતો; અને રાજા જરા કાચા કાનનો હોવાથી બીજા હરામખોરો, તેને આડે રસ્તે દોરી ફાવ્યા હતા. ઘણા લાંબા વખતે પોલિટિકલ એજન્ટે, કંઇ રાજ્ય સંબંધી લેખ તથા બે ત્રણ બીજી બાબતોના જવાબ માગ્યા હશે. રાજાને તેના નવા મિત્રો તરફથી ઉપલા સવાલોનો જવાબ ન મળવાથી, છેવટે કેદમાં નાખેલા પ્રધાનની સલાહ લેવાનો વખત આવ્યો, અને તેનેજ પ્રધાન પદ પાછું આપવાનો ઠરાવ થયો. તેથી રાજ્ય ચિન્હ છત્ર, ચામર, દંડ, મસાલ, હાથી, ઘોડા, લશ્કર વગેરે લઇ રાજાએ પોતાના નવા પ્રધાનને બંદીખાનામાં એક ચિઠ્ઠી લખીને મોકલ્યો, તેમાં નીચેના શબ્દો લખેલા હતા.

“ મહાનપિતા, લક્ષ્મીનો મદ એવો દારૂણ છે કે, ફાન અને સાન બંને જાય છે. અપકાર, ઉપકારને પણ જાણી શકાતું નથી, તો પણ અધમ કૃત્ય કરનાર અધમતામાંજ પડે છે, એ જગન્નિયંતાનો પ્રણીત લેખ

કદી મિથ્યા થતો નથી. ઉધરતી વયમાં અનેક ઉપ-કારોથી ધાએલ થએલું આ શરીર, આપની પવિત્ર સુરત આગળ આવતાં શરમાય છે. ઉપકારનો બદલો સત્ પુરૂષો ઉપકારથી વાળે છે, એટલુંજ નહિ, પરંતુ ઉચ્ચ પુરૂષો તો અપકારનો બદલો પણ ઉપકારથીજ વાળે છે."

પ્રધાન બંદીખાના માંથી આવે છે, ત્યારે પોતાની પાછળ એક ગધેડો દોરી લાવે છે! રસ્તામાં લોકો આ દેખાવથી બહુ આશ્ચર્ય પામે છે. દરબારમાં આવ્યા પછી રાજા ગધેડો લાવવાનું કારણ પૂછે છે, ત્યારે પ્રધાન કહે છે કે, "રાજાઓની કૃપા અનિશ્ચિત હોય છે, નોકરી કર્યા પછી તેના ઉપર બેસીને જવું પડે, તેથી તેને હું પહેલાંજ લાવ્યો છું! એટલે નોકરી સ્વીકાર્યાનું આ ટીપણું છે, એમ આપ સમજશો"!!

## છપ્યો.

ન હોય કાગ પવિત્ર, મિત્ર સોની નહિ કોનો;
ધૂત નહી સત્યવંત, જુઠો સાચો નહિ મોંનો;
નહિ નપુંસકમાં નૂર, આથ નવ હોય અનાથે;
કામ વૃત્તે નહિ નાર, દામ ન વરે સુમ હાથે;

જોરા વરિએ જશ હોય નહિ, **શામળ** કહે કહું શું કથી;
સમ મિત્ર મહીપતિ કોઇનો, સ્વપ્ના વિષે સુણ્યો નથી.

---

# ઉમદા કામની બક્ષીસ.

એક માણસ ઘણો ઘરડો થવાથી તેને એમ લાગ્યું કે હવે મરણ સમીપ છે; તેથી પોતાની પુંજી ત્રણ છોકરાને વહેંચી આપી; અને એક અમૂલ્ય રત્ન પોતાની પાસે એવા વિચારથી રાખ્યું કે "જે છોકરો ત્રણ મહિનામાં ઉમદા કામ કરશે તેને તે આપીશ." થોડા દિવસ પછી મોટા છોકરાએ આવી કહ્યું—"બાપા એક માણસે મને વગર ઓળખાણે ઘણાં નાણાં સોંપ્યાં. તેની તેણે પહોંચ પણ માગી નહિ; તોપણ જ્યારે એ પૈસા પાછા લેવા આવ્યો ત્યારે મેં તરતજ એને આપી દીધા, ને તે રાખ્યાની મહેનત અને જોખમનો કંઈપણ બદલો લીધો નહિ. બાપે કહ્યું કે એમજ થવું જોઇએ, "શાહુકારની એજ રીત છે."

બીજા છોકરાએ કહ્યું—"હું સરોવરની પાસે ચાલતો હતો, તેવામાં એક છોકરૂં તેમાં પડ્યું, કે તુરતજ મારા જીવને જોખમે હું અંદર પડયો ને તેને સહીસ-

લામત લાવી, કાંઠે તેની મા રોતી હતી તેને આપ્યું, શું આ ઉમદા કામ નહિ, બાપા? "ના બેટા; માણસમાં પ્રેમભાવ છે, તે પ્રેરણાનું એ કૃત્ય હતું."

પછી સૌથી નાનો છોકરો બોલ્યો,—"એક અંધારી રાત્રે ખડકની કોરણપર મારા કટ્ટા શત્રુને મેં ઉંઘતો જોયો. જાગીને ઉઠતાં જરા ખસવા જાય તેજ ક્ષણે તેપરથી નીચે ઉંડાણમાં પડી મરણ પામે એવું હતું. મેં તેને હળવે રહીને ઘણી સંભાળથી ઉઠાડયો અને પડાય નહિ એવે ઠામ સૂવા જવાને બતાવ્યું." બાપે તેને ભેટીને કહ્યું, "મારા વહાલા પુત્ર આ રત્નને તુંજ યોગ્ય છે." "શત્રુઓને ઉપકારથી મારવા એ પણ સજ્જન પુરૂષોનું લક્ષણ છે."

---

# अर्जुननी गुरुभक्ति.

**શ્રીકૃષ્ણે** જેને **'ગીતા'** જેવા ગહન વિષયનો બોધ કર્યો છે, તે **અર્જુન મહાભારતમાં** પ્રખ્યાત **પાંડુ** રાજાનો કુલ દીપક પુત્ર હતો. તેની માતાનું નામ **કુન્તા** હતું. **અર્જુન** બાળપણથીજ નમ્ર વિવેકી

અને સત્ય જ્ઞાનનો અભિલાષી હતો. શાસ્ત્રમાં ગુરૂને પિતા તુલ્ય ગણવાનું કહેલું છે. તે વાત **અર્જુનને** બહુ ગમતી. પોતાના ગુરૂ **દ્રોણાચાર્યને** કંઇપિણ પ્રશ્ન કરતો ત્યારે બહુજ સભ્યતાથી અને નમ્ર તથા મીઠી વાણીમાં કરતો. ગુરૂની ઇચ્છા પણ સહજ સૂચના થતાં સમજી જતો, અને આજ્ઞા પ્રમાણે કરતો. ગુરૂના સદ્ ગુણનું અનુકરણ કરવું, એ તો તેનો સ્વભાવજ હતો. ગુરૂની મીઠી, સાચી અને લાભકારક વાણીનાં તે પોતાની માતા અને ભાઇઓ આગળ એટલાં બધાં વખાણ કરતો કે, તે સાંભળી સૌ સાનંદાશ્ચર્ય થતાં. જ્યારે કંઇ અઘરો વિષય સહેલી યુક્તિથી ગુરૂ સમજાવતા, ત્યારે તે હંમેશ [1]અનિમેષ દૃષ્ટિએ તેમની મુખ મુદ્રા સામું જોઇ રહેતો. અને એટલો પ્રસન્ન થતો કે કંઇ બાકી નહિ !

આવી ગુરૂ ભક્તિ અને સદા ચરણનું ફળ એ થયું કે **અર્જુન** મહા વિદ્વાન અને પાકો રણ પંડિત થયો. દૈવયોગ એવો બન્યો કે, **કૌરવ** અને **પાંડવો** વચ્ચે યુદ્ધનો પ્રસંગ આવ્યો. સામાપક્ષમાં **દ્રોણ** ગુરૂ અને

---

1 સ્થિર આંખથી

તેમના જેટલીજ યોગ્યતાવાળા **ભીષ્મ** પિતામહ હતા. આ પૂજ્યપાદને જોઈ **અર્જુન** થરથર કાંપવા લાગ્યો. હાથમાંથી શસ્ત્ર પડી ગયાં, અને **શ્રીકૃષ્ણ** જે તેના રથ હાંકનાર હતા, તેમને ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યો "મહારાજ, હું જાગુછું કે સ્વપ્નમાં છું? **ગુરૂદ્રોણ** જે મારા ગુરૂ છે, જેણે મને હૃદય ચક્ષુ–જ્ઞાન આપ્યાં છે, એવા પરમોપકારીને શત્રુ ગણી ઘા કરવો? પ્રભુ આ પાપકર્મથી મને બચાવો! હું એ પિતાતુલ્ય અને હિતકારક મહાત્માનો નાશ કરી શું સુખ ભોગવીશ! હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, આ દુષ્ટકર્મથીજ જો રાજ્યલક્ષ્મી મળતી હોય, તો તે રાજ્યલક્ષ્મીને પણ ધિક્કાર છે. આથી તો ભિક્ષા માગી પેટ ભરવું એ હજાર દરજે સારૂં છે."

પછી **શ્રીકૃષ્ણે** તેને 'ક્ષાત્ર ધર્મ' કેવો છે, તે સમજાવ્યું, ને બીજો કેટલોક ઉપદેશ કર્યો, અને તેની ખાત્રી કરવામાં આવી કે, તે જે કાર્ય કરવા ઉભો છે, તે તેના ગુરૂના ઉપદેશને અનુસરતુંજ છે. આટલી બધી ખાત્રી થવા છતાં પણ **અર્જુન** ગુરૂ સામે લડવાને લગારે ખુશી નહોતો; પણ એમજ ઠર્યું કે તેણે યુદ્ધ

કરવુંજ જોઇએ. ત્યારે પહેલાં તો તેણે પોતાના ગુરૂની પૂજા કરી, નમસ્કાર કર્યાં, અને આજ્ઞા લીધા પછીજ આ વિકટ ફરજ તેણે બજાવી.

આવી ગુરૂ ભક્તિ જે વિદ્યાર્થી રાખે, તેને ધારવા પ્રમાણે વિદ્યાનો લાભ થયા વિના રહે નહિ, અને જગત્‌માં વિદ્યા, લક્ષ્મી અને કીર્તિ મેળવવાને **અર્જુન**ની માફક જરૂર ભાગ્યશાળી થાય.

---

# ધનપાળશાહે ડૉક્તરને છેતર્યાં !!

**ધનપાળશાહ** કરીને એક વાણિઓ હતો. તે એટલો તો કૃપણ હતો કે, તેની કંજુસાઇને લીધેજ તે લોકોમાં જાણીતો હતો. તેનો ધંધો મડદાંને ઠેકાણે પાડવાનો સામાન વેચવાનો હતો. તે એક વખત બહુજ આજારી પડયો, તે એવો કે, બચવાની આશા રહી નહિ. આવો ભારે મંદવાડ હતો, છતાં, તેના સ્વભાવ પ્રમાણે એક પાઈ પણ દવાના કામમાં તેણે ખરચી નહિ. અને ડોળીમાં બેસીને પણ દરરોજ દુકાનમાં જતો. મરવા કરતાં પણ પોતાના પૈસાની બહુ

કાળજી રાખતો. આવો ભારે મંદવાડ સાંભળી લોકો તેને મળવા આવતા, અને વૈદ્ય તથા ડૉકતરની દવા લેવાની ભલામણ કરતા, પણ આ કંન્જુસ માણસ મોઢું ઠેકાણે રાખી માત્ર સાંભળતોજ, અને તેમના ગયા પછી તે લોકોને ઉડાઉ ગણી તેમની મૂર્ખાઈ ઉપર હસતો. આ કંન્જુસ માણસનો છોકરો **પોપટ ભાઈ** તથા તેની મા **દીવાળી** સમજુ અને ભલાં માણસ હતાં, પણ ડોસા આગળ કોઇનું કંઈ ઉપજતું નહિ. લોકોએ કહ્યું કે, વૈદ્યને બોલાવી કંઈ દવા કરોને? તમે આમ શું બેસી રહ્યાં છો? બળ્યા પૈસા, આવી વખતમાં કામ નહિ આવે ત્યારે ક્યારે આવશે! આવું લોકોનું બોલવું સાંભળીને, **પોપટ** એક નામીચા ડૉકટરને ત્યાં ગયો, અને પોતાના પિતા સંબંધી બધી વાત કરી. ડૉકટર કુંન્જુસનો મંદવાડ સાંભળી, બોલ્યા કે, "ભાઈ, તારો બાપ મને પૈસા આપવા દેશે નહિ, માટે તેનો બંદોબસ્ત તારાથી થાય તો હું આવું."

છોકરે ડૉકટરના કહેવા પ્રમાણે કીનો અને દવાના પૈસાનો બંદોબસ્ત કરવા કબૂલ કર્યું. પછી ડૉકટર સાહેબ કંન્જુસ શેઠને ઘેર પધાર્યા. ડૉકટરને જોઇને

**ધનપાળશાહ** મનમાં બળાપો કરવા લાગ્યા કે, વળી આ પાપ ક્યાંથી આવ્યું? ફોકટના રૂા. ૫) લઈ જશે. પણ ઉઘાડી રીતે ડોસો બોલ્યો નહિ, અને ડૉકટરને પોતાનું તમામ શરીર તપાસવા દીધું; પછી તરતજ તેના દીકરાએ ડૉકટરને રૂ. ૫) ફીના આપ્યા, અને ડૉકટરે દવા લખી આપી. ત્યાર કેડે **ધનપાળ શાહુ**ને ડૉકટર વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ.

**ધનપાળશાહુ**—કેમ, ડૉકટર સાહેબ, મારા વિષે આપ શું ધારો છો?

**ડૉકટર**—હવે જે કંઈ કરવું હોય તે કરી લેવું, કારણ કે મંદવાડ ભારે છે!

**ધનપાળશાહુ**—હું બચીશ કે, નહિ?

**ડૉકટર**—ના!

**ધનપાળશાહુ**—ડૉકટર સાહેબ, તમારી આવી કાળજી ભરેલી તપાસ જોઈ હું બહુજ રાજી થયો છું. તમને પાંચ રૂપીઆ તો શું પણ પાંચસો આપીએ તો-પણ થોડા છે! પણ મારી શક્તિ પ્રમાણે, હાલ જે આપું છું તેથી સંતોષ માનશો; એમ કહી છોકરાને કહ્યું, "અલ્યા **પોપટ** પેલી દશ રૂપીઆની નોટ લાવ,

( એમ બોલી ડૉકટરને કહ્યું કે ) એ પાંચ રૂપીઆ પાછા આપો અને આ નોટ લ્યો.” ડૉકટરે હરખમાં પાંચ રૂપીઆ પાછા આપ્યા. તે લઈ, ડોસાએ ઓશીકે મૂક્યા, અને બોલ્યો, “મારા સાહેબ, તમે કહો છો કે, હું બચનાર નથી, ત્યારે દવા શાની લખી આપી, અને ફી શાની માગોછો?” ડૉકટર સાહેબ આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા, અને મોઢું લુછી ચાલતા થયા!!

---

## एक बाईनी समय सुचकता.

એક સ્ત્રી એક દીવસે પોતાના ખાનગી ઓરડામાં બેઠી હતી, અને તેણીના ઘરમાં બીજા એક નોકર સિવાય કોઇ હતું નહિ. આ સ્ત્રી પોતાના ઘરનો કારભાર કરતાં પરવારી, સાંજની વખતે એક આરસી આગળ અનાયાસે ગઇ અને તેમાં નજર કરતાં ઓરડાની વચ્ચે મુકેલા એક ટેબલ નીચે તેણીએ કોઇ માણુસને સંતાયલો જોયો. આ માણુસ મજબુત અને કદાવર બાંધાનો હતો, અને તે અંદર ચોરી કરવા સારૂ ભરાયો હશે એમ તેણીએ ધાર્યુ; કારણ કે તેના મોહોલ્લામાં હાલ ચોરોની ઘણી બીક હતી, અને દર-

રૌજ કોઇનું ઘર ફાડવાની બુમ પડતી, જેથી લોકામાં મોટા ત્રાસ બેઠો હતો.

આવા વખતમાં પોતાના ઓરડામાં ચોરને ભરાયલો જોઇ આ સ્ત્રી પ્રથમ ગભરાઇ ખરી, પણ તેણીએ જોયું કે, જો તેણી જરા પણ ગભરાટ બતાવશે તો જીવ જવાનો સંભવ છે. જીવ ઉપર આવેલો ચોર ગભરાટમાં કદાચ તેણીનો જીવ પણ લે! આ વિચારથી તેણીએ ધીરજથી પોતાનું કામ ચાલુ રાખ્યું; અને માણસને બોલાવવા સારૂ ધીમે સાદે અવાજ કર્યો, એટલે પોતાને ત્યાં જે નોકર એ પણ એક અબળા હતી, તે આવી પહોંચી.

આ હિંમતવાન શેઠાણીએ તે ચોર સાંભળે તેમ ધીમા પણ ખુલ્લા અવાજે તેણીને કહ્યું કે "દાસી, જરા આપણા ઝવેરીને ત્યાં જઇને કહી આવ કે પેલા હીરા જડવા આપ્યા છે, તેને કેટલા બધા દહાડા થયા, તોપણ હજી પાછા આવ્યા નહિ? માટે ગમે તેમ કરીને આજને આજ પાછા મોકલી આપો. નંગ ઘણાં કીંમતી છે અને એટલા બધા દહાડા તે કંઇ ધીરી શકાય? જડયા હોય કે નહિ જડયા હોય, તોપણ આજને આજ

તે પાછા મોકલવાનું કહેજે, સમજી કે! પણ વળી કોણ જાણે તું 'ઑારનું દૉર' કરી આવીશ, માટે ઉભી રહે હું તને એ આંકડા લખી આપું, તેજ તું ઝવેરીને આપજે અને તે જે કંઇ આપે તે સંભાળીને લાવજે."

આ પ્રમાણે બોલી તેણીએ એક કાગળના ટુકડા ઉપર પોલિસની મદદ માગી, અને તે ચિઠ્ઠી દાસીને આપી રવાના કીધી. પછી જાણે કંઇ બન્યુંજ ન હોય, તેમ ઘરમાં ઉંચું નીચું કામ કરવા લાગી.

આવેળાએ તેની ધાસ્તીનો ખ્યાલ વાંચનારેજ કરી લેવો. તેણીની છાતી ધબકતી હતી, અને કાગને ડોળે પોલિસની રહા જોતી હતી. થોડી વારે પેલી દાસી પોલિસના માણસ સાથે આવી લાગી, અને પેલા ઘરમાં ભરાયલા આદમીને બંદીવાન કરી વગર ભાડાની કોટડીમાં પધરાવી દીધો.

બાઇની હિમ્મત અને સમયસુચકતાની લોકોએ ઘણી પ્રશંસા કરી.

---

# હ્હાપણની વક્ષીસ.

એક દેશનો રાજા બહાર મૃગયા રમવાને જતો હતો, તેવામાં માર્ગમાં એક ઘરડા માણસને આંબાનું ઝાડ રોપતાં જોયો. તેને રાજાએ પૂછયું કે તમારી ઉમ્મર કેટલી છે?

**ખેડુત**—ચાર વર્ષની સાહેબ!

જોડે છડીદાર હતો તેણે તેને ઠપકો દઇને કહ્યું કે બેઅદબ! મહારાજની હજૂરમાં એમ ગાંડું શું બોલે છે?

**ખેડુત**—વિનાકારણ આપ મને ઠપકો આપો છો. હું જે બોલ્યો છું તે પાકો વિચાર કરીનેજ; કેમકે મૂર્ખાઇમાં અને આ સંસારના વ્યવહારમાં જે કાળ ગુમાવ્યો તેને જ્ઞાની પુરૂષો પોતાના જીવિતમાં ગણતા નથી, માટે ઉપર કહેલાં ચાર વર્ષ મેં પરમેશ્વરની સેવા કરવામાં અને આ સંસારમાં મારાં કર્ત્તવ્ય કરવામાં કહાડયાં, તેટલી મારી ઉમ્મર થઈ એમ હું માનું છું.

આવો વિચિત્ર જવાબ સાંભળી અચરજ પામી રાજાએ કહ્યું, "આ વૃક્ષો તું વાવે છે તે મોટાં થઈ ફળશે ત્યાંસુધી તું જીવવાનો નથી."

**ખેડુત**—સત્ય કહો છો મહારાજ, પણ આપણને ફળ મળે માટે પાછલા વખતમાં બીજા રોપી ગયા છે, તો હવે પછી થનારાં માણસને માટે આપણે વાવવાં જોઇએ.

**રાજા**—વાહવા! સાચી વાત!

એ વચન રાજાના મુખમાંથી નીકલતાં વારને જોડે ખજાનચી હતો, તેણે ધારા પ્રમાણે એક હજાર મહો-રની ભરેલી થેલી ખેડુતના હાથમાં મૂકી, કેમકે તે વખતમાં એવો રિવાજ હતો કે જેને રાજા વખાણે તેને એ રીતે 'સરપાવ' તુર્ત આપવો. ઇનામ લેઈ ચતુર ખેડુતે વાંકા વળી પ્રણામ કરી કહ્યું કે હે રાજન! બીજાં માણસનાં વાવેલાં ઝાડ ચાળીશ વર્ષે ફળે છે, પણ મારાં રોપેલાં તો વાવતાં વારને ફળ્યાં!

**રાજા**—શાબાશ!

ભંડારીએ હજાર મહોરની બીજી થેલી ખેડુતના હાથમાં મેલી. તે લેઈ નમન કરી ખેડુત બોલ્યો "શ્રીમંત મહારાજ! બીજાનાં વૃક્ષ વર્ષમાં એક વાર ફળે છે, પરંતુ મારાં ઝાડ તો એક દિવસમાં બેવાર ફળ્યાં!

**રાજા**—વાહવા, રંગ છે!

કોશાધિકારીએ હજાર મહોરની ત્રીજી થેલી ખેડુતને આપી. આ પ્રમાણે વાતના વિનોદમાં રાજાએ હજારો રૂપીઆની બક્ષીસ કરી દીધી અને ખેડુતનું દલદ્દર નીકળી ગયું.

---

# पुस्तक अने लाईब्रेरीनी अगत्य.

આપણા દેશમાં સામાન્ય રીતે જોતાં વાંચવાનો નિયમિત રિવાજ ઘણો થોડો છે, તેથી જીવિતમાં મળતા ઉંચ પ્રસંગનો લાભ આપણે લેઈ શકતા નથી. તેમ પુસ્તકની જોઈએ તેવી કદર આપણા દેશમાં થતી નથી, તેથી ગ્રંથકારોને કંઈ ઉત્તેજન મળતું નથી. પુસ્તક ચીજ કેટલી ઉપયોગી છે, અને તે શું શું કામ કરી શકે છે, તે આ ઠેકાણે તમને જણાવવાની જરૂરછે.

આપણી પાસે પુસ્તક હોય તો ઘેર બેઠાં વિનાશ્રમે દૂર દેશની વાત જાણી શકીએ છીએ. પુસ્તકોના સાધનથી જગત્‌માં પ્રસિદ્ધિને પામેલાં શિક્ષકો, આત્મજ્ઞાનિયો, કવિયો, શૂરવીર અને રાજકીય પુરૂષો સાથે શાંત મને, સન્મુખ વાતચિત કરી શકીએ છીએ.

તેમના અનુભવથી આપણને બોધ મળે; તેમની મહત્વતા વાંચી આપણી ચડતી થાય. પુસ્તક દ્વારાએ જગત્માં થઈ ગએલા પ્રૌઢ મનના અને પ્રતિષ્ટિત પુરૂષને જાણી શકીએ અને તેમના ઉપર આપણો પ્રેમ બંધાય એવા પુરૂષો આપણા નિત્યના સંગી અને અત્યંત વિશ્વાસ પાત્ર મિત્ર થઈ શકે છે.

ઇટાલી દેશના પેટ્રાર્ક નામના કવિયે પુસ્તકના સંબંધમાં નીચે પ્રમાણે લખ્યું છે.

"મારા ઘરના કબાટમાં એવા મિત્ર છે કે જેમનો સમાગમ મને ઘણોજ પ્રિય છે. તે મિત્રો બધા સમયમાં થઈ ગએલા અને પ્રત્યેક દેશના છે. મંત્રી મંડળ તથા રણક્ષેત્ર બંનેમાં તેઓ નામાંકિત થયા છે, અને શાસ્ત્રમાં તેમની પ્રવિણતાને માટે તેમણે ઉંચ પદવી પ્રાપ્ત કરી છે. તેમની પાસે જવું સુલભ છે, કારણ કે, તેઓ મારી સેવામાં નિરંતર તત્પર રહે છે; અને હું તેમને મારો સંગ કરવા દઉં છું, અને મારી મરજીમાં આવે ત્યારે રજા પણ આપું છું. તેઓ કદી કંટાળો ઉપજાવતા નથી, પણ જે પ્રશ્ન હું તેમને પૂછું છું તેનો તરત તેઓ ઉત્તર આપે

છે. કેટલાએક ગયા જમાનાના બનાવને વર્ણવે છે, અને કેટલાએક કુદરતની ગુહ્ય વાત મને પ્રકટ કરે છે, કેટલાએક મને જીવિત કેમ નિર્ગમન કરવું તે શીખવે છે, અને કેટલાએક કેવે મોતે મરવું તે શીખવે છે. કેટલાએક તેમના ચાપલ્યથી મારી ચિંતા દૂર કરે છે, તથા મારા ઉત્સાહને આનંદ પમાડે છે; વળી કેટલા એક મારા મનને હિંમત દે છે તથા મારા મનોવિકાર નિયમમાં રાખવાની અને મારા પોતાના ઉપર કેવલ આધાર રાખવાની અગત્યની શિક્ષા મને આપે છે. ટુંકામાં સર્વ હુન્નર શાસ્ત્રની વિવિધ ગલી–કુંચીઓ તેઓ મને બતાવે છે, અને તેમની સૂચના ઉપર સર્વ અગત્યને પ્રસંગે નિર્ભયતાથી વિશ્વાસ રાખી શકું એમ છે. એ તેમની સેવાના બદલામાં મારા ગરીબ આશ્રમના કોઈપણ ખુણાની સગવડ પડે એવી ઓરડીમાં તેમનો સમાવેશ કરવા દેવાનુંજ માત્ર તેઓ મને કહે છે, કે જેમાં તેઓ નિરાંતે રહી શકે, કારણ કે તેમને મંડળીના ઘોંઘાટ કરતાં શાંત એકાંતવાસમાં રહેવાનું ઘણું પસંદ છે.” (વ્યવહારોપયોગિ વચન) પુસ્તકની જરૂરીયાત તથા તે શું કામ કરે છે તે તમો કંઈ સમજયા હશો ? તેથી કેટલો લાભ તથા ઉચ્ચ પ્રકારનું

સુખ આપણને મળે છે તેને વિચાર કરતાં વિસ્મય પામી જવાય એમ છે! જે દેશના લોકોએ પુસ્તકની ગણના કરી છે તે હાલ ઉંચ સ્થિતિ ભોગવે છે, જેને તેની ગણના નથી તે અધમ સ્થિતિ ભોગવે છે!!

---

# फुरसद!!

એક વખત એક શહેરમાં એક **હનુમંતરાવ** નામે ગૃહસ્થ હાઇ કોર્ટમાં કેસ લઢતો હતો. તેણે એક વકીલને રોજના રૂપીઆ ૧૦૦) આપવાના કરીને રોકયો હતો. કેસમાં કંઇ માલ ન હોવાથી વકીલે છેવટનું ભાષણ ટુંકામાંજ પતવવાનું ધાર્યું; પણ **હનુમંતરાવ** એમ વકીલને નકામા પૈસા આપે તેવો ન હોતો, માટે વકીલને પોતાની હોંશિઆરી દેખાડી કહ્યું કે તમને કંઇ ભાષણ કરતાં આવડતું નથી. મફતના રૂપીઆ ખાઓછો. વકીલે કહ્યું 'નારે મારા દોસ્ત, કાલે મારો ઝપાટો જોઇ લેજો!

બીજે દિવસે કોર્ટ ભરાઇને બેઠી ત્યારે વકીલ સાહેબ બોલવા ઉઠયા, પણ કેસમાં કંઇ માલ નહિ, તેથી ફુ-

સના મુદ્દા છોડી દેઇ પોતાના અસીલ **હનુમંતરાવને** પકડયા, અને નિચે પ્રમાણે ભાષણ ચલાવા માંડયું :–

**વકીલ**—મારા લૉર્ડ, હું જે અસીલ તરફથી કેસ ચલાવું છું તેનું નામ **હનુમંતરાવ છે;** એ નામ એક મોટા વીરરસ કાવ્યના મુખ્ય નાયક **રામના** મુખ્ય સરદારનું છે. જે **રામે લંકા** કે જે સોનાનીજ બનેલી હતી, તેના ઉપર સવારી કરી ત્યારે વચમાં આવેલા સમુદ્રપર પૂલ બાંધી પોતાનો રસ્તો કર્યો હતો; અને જે **લંકા** આદેશના દરેક શહેરના લોકને અતિ પ્રિય છે, પછી તે ગમે તો **કાશીમાં** રહેતો હોય કે **કલકત્તામાં, પાટણમાં** રહેતો હોય કે **પટણામાં, મુરશીદાબાદમાં** રહેતો હોય કે **મુંબઈમાં, જગન્નાથપુરી**માં રહેતો હોય કે **પોરબંદરમાં**—

ન્યાયાધિશે કંટાળીને કહ્યું, મારા વિદ્વાન વકીલ, એતો હું સારી રીતે સમજ્યો કે, તમારા **હનુમંતરાવની** અક્કલ **રામના** વાંદરાઓના સરદારના કરતાં મુદ્દલ ઉતરે તેવી નહિ હશે !! એ હું કબુલ કરૂં છું ! માટે હવે ભાષણ આગળ ચલાવો. વળી વાંદરાનીજ ઓલાદથી સૃષ્ટી ક્રમના નિયમે મનુષ્ય થયા હશે તો

તેમાંના મુખ્ય મુખ્ય અક્કલવંત પુરૂષો હાલ વકીલ મંડળમાંજ અવતર્યા હશે !!

**વકીલ**—મારા મુરબ્બી સાહેબ, વકીલ મંડળને એ માન મળવા બદલ આખા વકીલ મંડળ તરફથી હું આપનો ઉપકાર માનુછું, પણ જે માન જેને યોગ્ય હોય તેને ન અપાય તો તે અવિવેક કહેવાય. માટે હું જણાવવાની રજા લઉં છું કે ઊંચા ઝાડ ઉપર બેસી નિચે બેઠેલા લોકોને દાંતીયાં કરનાર બુદ્ધિવાન વાંદરાઓના વંશજો, નિચે આસને બેસનાર ધારામંડળના સભાસદો હોઇ શકે, તે કરતાં ઊંચા આસનપર એટલે ન્યાયાસનપર બેઠેલા ગૃહસ્થો વધારે નજીકના સગા હોઇ શકે !! એ અનુમાનની વિરૂદ્ધ આપ થઇ શકો તેમ નથી !!!

પ્રથમ **હનુમંતરાવની** મુખમુદ્રા, પછી વકીલની, અને છેવટે ન્યાયાધિશની મુખમુદ્રા એકજ રિતે ચિત્રાએલી જોઇને કોર્ટમાં ખૂબ હસાહસ થઇ !

# नीमकहराम छोकरो.

## भाग १.

(औरंगजेबने पोताना राज्यनी सलामती माटे विचार.)

એક પ્રહર રાત્રિ વીતી ગઈ હતી. અંધકારમાં આખું જગત્ ઢંકાઈ ગયું હતું. દિવસના વ્યાપાર છોડી દઈ, પ્રાણીમાત્ર વિશ્રાન્તિ લેતાં હતાં. આકાશમાં ક્વચિત્ ક્વચિત્ નક્ષત્રો ઝગઝગતાં હતાં. આ વેળાએ, એક પુરૂષ એક રમણીય અગાશીમાં બેસી, વિચારસમુદ્રના તરંગમાં ગોથાં ખાતો હતો. તે શેનો વિચાર કરતો હતો? તેણે આરંભેલું એક અતિઘોર અને ભયંકર કામ કેમ પૂરૂં કરવું, તેના વિચારમાં નિમગ્ન હતો. તેનો નિશ્ચય એવો હતો કે, જગત્માં કોઈ વિશ્વાસપાત્ર છેજ નહિ; કોઈ પણ માણસના ઉપર વિશ્વાસ રાખવો એ મૂર્ખાઈ છે. "આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ નહિ." "આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય." આ કહેવતોમાંજ, જેની નીતિરીતિનો સમાવેશ હતો. આ પુરૂષના કપાળમાં કરચલી વળી હતી, તે ઉપરથી જણાતું હતું

કે તે કોઈ ગંભીર બાબતનો વિચાર કરે છે. તે શેનો વિચાર કરે છે?

તે એમ વિચાર કરે છે કે, મારી શહેનશાહતનો મોટો આધાર, વિજાતીય પુરૂષોના હાથમાં છે. તેઓ સર્વ પ્રકારે ધિક્કારવા લાયક છે. જેનું મોઢું જોવું ગમતું નથી; તેમના હાથમાં સત્તા! હાય! હું સહન કરી શકતો નથી. એ વિજાતીય, નષ્ટ પુરૂષોની સત્તા તોડીશ નહિ, તેમનો સમૂળ નાશ કરીશ નહિ, ત્યાંસુધી શું, હું સુખે બેસવા પામીશ? આવા વિચારમાં ને વિચારમાં જમણા હાથ ઉપર લમણો મૂકી બેઠો હતો.

વાંચનાર, આ શખ્સ તે કોણ છે? તે તું જાણે છે? આ પુરૂષ, **દિલ્હીનો** બાદશાહ, **ઔરંગજેબ** છે. આ પુરૂષે રાજ્યાસન મેળવવા, કેવાં કેવાં ઘોર કુકર્મ કર્યાં છે, તે તને સારી પેઠે યાદ હશે. તેથી તે બાબતનો વિસ્તાર કરી, કંટાળો આપવો દુરસ્ત ધારતો નથી.

આ બાદશાહ, ઉપર જણાવ્યા પ્રમાણે વિચારસાગરમાં તણાતો હતો, તેવામાં એક ખવાસ તેની આગળ વંદન કરીને ઉભો.

**ખવાસ**—જહાંપનાહ, એક રજપુત દરેદોલતપર[1] મુલાકાતકે લીએ આયા હે.

---

૧ કચેરીના દરવાજા આગળ.

**બાદશાહ**—આને દો.

ખવાસ તેને પ્રવેશ કરાવે છે. તે શખ્સ આવીને ભોંય સુધી નીચે નમી વંદન કરે છે. બાદશાહ ખુશ મિજાજથી બોલે છે, "કયું, અચ્છે હો!"

**રજપૂત**—ખુદાવંતકી નિગેબાની હય, તબ તબિયતકી કયા બાત! તાબેદારકી તબિયત અચ્છી હય. તાબેદારકું, હુજુરકા કયા ફરમાન હય!

**બાદશાહ** (મોઢું ઠેકાણે રાખી)—કુલ આલમ આબાદ હો, ઐસીખાયશ દિલ રખતા હય.

**રજપૂત**—સચ બાત, જહાંપનાહ.

**બાદશાહ**—તુમ [1]ખાલસ હો, ઇસલીએ મય તુમકું બહુત ચહાતા હોં, લેકીન, અબ તુમારા કુછ ભલા હોના ચાહીએ ઐસી મેરી મુરાદ હય.

**રજપૂત**—(મનમાં ખુશી થઇને) જહાંપનાહ, બાદશાહોકા બાદશાહ, આપ મેરા ખાવિંદ હોં; આપકા શુકરકે લિયે, તાબેદારકું જો ફરમાન હોગા, સો તાબેદાર સચ્ચે દિલસે કબુલ કરનેકો તૈયાર હય.

**બાદશાહ**—તુમારા બાપકા ઇરાદા, તુમારે બડે ભાઇકુ 'તખ્તનશીન' કરનેકા હય.

---

૧ નિખાલસ.

**રજપૂત**—બડી ખુશીકી બાત. મય બહુત ખુશ હુવા હૌં.

**બાદશાહ** (હસીને)—તુમ ખાલસ હોં, ઇસ઼લિયે મુજકો તુમપર બહુત રહેમ આતા હય! (તેના સામું તાકીને) જબ તુમેરા બડાભાઈ, તખ્તપર બયઠેગા, તબ તુમ બડી મુશીબતમે આઓગે; કયું કે ઝમાના નાજુક હય.

**રજપૂત**—મેરા ભાઈ બડા દાનેશમંદ હય. ઇસિ-લીએ, મેં ઉસકું દિલોજાનસે ચહાતા હૌં.

(બાદશાહ તેના હાથમાં એક પત્ર આપે છે. રજ-પૂત તે વાંચી, બહુ ઉદાસ થાય છે, તેને જોઈ, બાદ-શાહ મશ્કરીમાં બોલે છે) "કયું, ભાઇકી તદબીર કૈસી હય?" રજપૂત મનમાં વિચાર કરે છે કે, શું આ બધું લખાણ ખરૂં હશે! જો તેમજ હોય તો, પિતા અને ભાઇના ઉપર આધાર રાખવો વૃથા છે.

બાદશાહ તેને ગંભીર થઇને ફરીથી કહેછે, "તુમેરી આબાદી હોનેકું કુચ દેર નહિ લગેગી; મગર હમારી એક સલાહ મંજુર રખની ચાહીએ." રજપૂત ગળતે

સાંદે બોલ્યો, "જહાંપનાહ, આપ ખાવિંદકા હુકુમ ઉઠાનેકે લિયે, તાબેદાર હંમેશા તૈયાર હય."

બાદશાહ ખુશી થઇને કહે છે, "તુમારા બાવા દખ્ખનમે હય; વહ હાલ બિમાર હુઆ હય; મેરી ઐસી ખાયશ હય કે, તુમ ઓ દવા, ખાનેમે મિલાકે ઇનિકુ દો, યહ કામસે તુમારી સબ આફત દૂર હોજાયગી." રજપૂત ખુશી થઇને બોલ્યો, "કયા, ઇસિ દવાસે, પિતાજીકું આરામ હોવેગા?" બાદશાહ (મોઢું ઠેકાણે રાખી)–હાં, હંમેશકે લિયે આરામ હોજાયગા, ઔર તુમારે લીએ, ભી, અચ્છા હોગા."

રજપૂત સમજ્યો કે, મારા પિતાનો પ્રાણ લેવાની બાદશાહની ઇચ્છા છે. જો બાદશાહની સલાહ પ્રમાણે હું પિતાનો પ્રાણ લઉં તો, તેની મારા ઉપર કૃપા થાય, અને તે મને રાજ્ય આપે. મારા ભાઇની સહીનો આ કાગળ, બાદશાહે મને .વંચાવ્યો છે, તે ખરેખર, મને નુકસાન કરનાર છે. મારો નાશ કરી, પોતે નિષ્કંટક રાજ્ય કરવાનો ઇરાદો રાખે છે! હુંજ ખરો કે, હવે એને બરાબર સમજણ પાડું.

મૂર્ખ રજપૂત! તારો પિતા ખરેખરો મહાપુરૂષ છે; તારો ભાઈ પણ તેવોજ છે. તારા કરતાં તે રાજ્યને કે કીર્તિને વધારે ચહાતો નથી. તું આજ કપટી અને દુષ્ટ ઔરંગજેબની કપટજાળમાં ફસાયો છે. આથી તારૂં બહુ અનિષ્ટ થશે! તું પોકેપોક રડીશ! હાય! હાય! કરતાં તારો પ્રાણ નીકળી જશે.

ઉદાસી ચહેરે રજપૂત બાદશાહને કહેછે, "ખાવિંદ, મય આપકા હંમેશકા તાબેદાર હોનેકી ખાયશ રખતા હોં; ઔર, આપને જો સલાહ દીઈ હય, ઈસિકા અમલ કરનેકું તૈયાર હોં." બાદશાહે પોતાના કપટકાર્યમાં સફળતા મેળવી હતી, તેથી બહુજ ખુશી થઈ બોલ્યો, "અબ કુચ અફસોસ મત કરના. સબ કુચ અચ્છા હોવેગા." એમ કહી તેને વિષનું પડીકું આપ્યું. આ પડીકું લઈ નમન કરી રજપૂત ચાલતો થયો.

---

# નીમકહરામ છોકરો.

## ભાગ—૨.

### ( કાર્યની સમાપ્તિ અને તેનું ફળ. )

આ ક્ષણભંગુર જગત્‌માં, સ્વાર્થના બળવાન પ્રવાહમાં પ્રાણી ખેંચાઈ જાય છે, અને અનંત દુ:ખસાગરને મળે છે. આ સ્વાર્થ પિશાચ કેવો ક્રૂર છે! નથી મા જોતો, નથી બાપ જોતો, નથી ભાઈ જોતો, નથી મિત્ર જોતો, નથી સ્ત્રી જોતો, નથી દેશ જોતો, નથી કાળ જોતો; ત્યારે તે શું જુએ છે? માત્ર કાર્યસિદ્ધિ!

સ્વાર્થથી અંધ થએલ રજપૂતે, બાપનો પ્રાણ લીધો! ને પછી મનમાં વિચારવા લાગ્યો કે બાદશાહને આ હકીકત નિવેદન કરીશ, તેથી તે મને રાજા બનાવી દેશે! અહો હવે હું રાજા થઇશ! ખરે! મારૂં ભાગ્ય ઉઘડી આવ્યું! આવા વિચાર પ્રવાહમાં તણાતો તણાતો, ઘણી ઉતાવળથી તે બાદશાહની પાસે ગયો. બાદશાહને તેના કાર્યની અગાઉથી ખબર પડી હતી. તેને હંમેશની માફક સન્માન નહિ આપતાં તે બોલ્યો, "કાફરકી

ઔલાદ, તેરે જૈસા નીમકહરામ, કુલ આદમ જાતમેં કોઈ ભી નહિ હોગા. જીસને અપને બાપકી જાન લી, ઐસે નાપાક કાફરકા, **ઔરંગજેબ** કભી મું નહિ દેખેગા.” બાદશાહે પોતે, આવાં કામ કરવામાં જીંદગી કાઢી હતી, તેથી તેને બીજી કંઈ સજા ન કરતાં, ખુબ અપમાન કરી કાઢી મૂકયો. “હાય! હાય! મારૂં સત્યાનાશ ગયું! અરેરે! તાત, તમારો ઘાતક આ કુપાત્ર હવે જીવી શકશે?” એકદમ મૂર્છિત થઈ રજપૂત જમીન ઉપર પડે છે.

વાંચનાર, આ રજપૂત કોણ? તેનો બાપ કોણ? અને તેનો ભાઈ કોણ? તને આ બાબતની ખબર નહિ હશે. આ કુલાંગારનું નામ **કિરતસિંહ** હતું. તે, **અંબરાધીશ** આર્યધર્મધુરંધર, મહારાજાધિરાજ, **જયસિંહનો** પુત્ર હતો. તેનો ભાઈ **રામસિંહ,** સુજાત ક્ષત્રિય હતો; બાપનાં સર્વ ઉત્તમ લક્ષણ તેનામાં હતાં. આવા ઉચ્ચ કુળમાં, જનકહત્યારા **કિરતસિંહ,** તારો જન્મ કયાં થયો! ભારતવર્ષનો ઇતિહાસ કાયમ રહેશે, ત્યાંસૂધી તારૂં કાળું કર્મ ભૂસાવાનું નથી. અરે દુષ્ટ સ્વાર્થ! તને કોઈ પહોંચે એમ નથી. તારી મોહજાળમાં આખું જગત

અ જાઈ જાય છે. ગમે તેટલો સૂર્યપ્રકાશ હોય તોપણ હૃદયાંધકારને લીધે માણસો સ્તબ્ધ બની જાય છે! તેઓને ખબર પડતી નથી કે, અમે આ શું કરીએ છીએ? આ તે યોગ્ય છે કે અયોગ્ય છે? આનું પરિણામ કેવું આવશે? ઇત્યાદિનો વિચાર લોપ થાય છે. અને ઘોર યાતના વેઠતાં વેઠતાં પ્રાણ નીકળી જાય છે. માટે પ્રત્યેક મનુષ્યે હરેક કામ કરતા પહેલાં, તેના પરિણામનો વિવેક પુરઃસર વિચાર કરવો કે જેથી પરિણામે પસ્તાવું પડે નહિ.

"जो मति पीछे उपजे, वह मति आगे होय;
काज न बिगरे आपको, दुरिजन हसें न कोय."

---

# आंधळे बहेरूं कुटायुं!!

**પ્રશિયા**નો મહાન્ **ફ્રે**ડરિક રાજા પોતાની હજૂરી ફોજપર એટલું લક્ષ આપતો કે તેમાંના દરેક સિપાઇને તે ઓળખતો અને જ્યારે તેમાં નવો માણસ દેખે ત્યારે આ ત્રણ સવાલ તેને અનુક્રમે પૂછતો.

"તમારી ઉમ્મર કેટલી છે? તમને લશ્કરમાં રહ્યાંને

કેટલાં વરસ થયાં? તમને તમારો પગાર, જોઈતાં હુ-
થિઆર અને સરંજામ બરાબર મળ્યાં છે કે?"

એક વખત એક જુવાન **ફ્રેન્ચ** તેની સેનામાં નોકર રહ્યો, પણ તેને **જર્મન** ભાષા મુદ્દલ આવડતી નહિ. ઉપલા સવાલ રાજા જ્યારે પૂછે, ત્યારે તેના જવાબ તેના સાથીઓએ આ પ્રમાણે અનુક્રમે દેવાનું તેને શીખવ્યું હતું.

પહેલાનો જવાબ, ૨૧ વર્ષ મહારાજ!

બીજો, ૭ મહિના મહારાજ!

ત્રીજો, બંને બરોબર, મહારાજ!

એક વખતે લશ્કર ક્વાયદ ફરતું હતું, તે રાજા જોતો હતો, તેવામાં આ વો સિપાઈજિ તેની દૃષ્ટિએ પડયો ને તેને નીચેના સવાલો પૂછ્યા.

કમનસીબે આ વખત બીજો સવાલ પહેલો પૂછ્યો! તમને લશ્કરમાં રહ્યાંને કેટલાં વર્ષ થયાં? ફ્રેંચ સિપાઇએ જવાબ દીધો, એકવીશ વર્ષ મહારાજ! રાજા આશ્ચર્ય તો પામ્યો, પણ તેની પરીક્ષા જોવાને બીજી-વાર પૂછ્યું, ત્યારે તમારી ઉમ્મર કેટલી? ત્યારે તેણે જવાબ દીધો કે ૭ મહિના સાહેબ! **ફ્રેડરિકે** કહ્યું, સાચે, કહું છું કે, હું કે તમે એમાંથી એક મૂર્ખ હોવા

જોઇએ! સિપાઇએ જવાબ દીધો કે બંને બરાબર મહારાજ!! રાજાએ અચંબો પામીને કહ્યું ઠીક, મારે મોઢે તો આજજ મને મારી હજૂરી સેનાના સિપાઇએ મૂર્ખ કહ્યો! વારૂ આવું કહેવામાં તમારો હેતુ શો છે, તે જાણ્યા પછી વાત! રાજાને કંઇ ગુસ્સે થએલો જોઇને પેલા ગરીબ સિપાઇએ **ફ્રેન્ચ** ભાષામાં કહ્યું કે, મને **જર્મન** ભાષા બિલકુલ આવડતી નથી. **ફ્રેડરિક** કહે એમ છે, તો આજ તમને માફ કરૂ છું, પણ સારા સિપાઇએ વગર સમજે જવાબ આપતા નથી એ વાત યાદ રાખવી, અને જર્મન ભાષાનો અભ્યાસ જલદી કરો એટલે તમને મોટો દરજ્જો મળશે.

---

## वसंतोत्सव.

### होरी.

મિત્ર મુજ હોરી મચાવો, જ્ઞાનવને મનને નચાવો.
માતા–પિતા–ગુરૂ–ભક્તિ–કેસુડાં, ભાવના જળમાં
ભિંજાવો.
પ્રેમ–જળે રસપૂર્ણ બનાવી, જગત સકળમાં ઉડાવો,
નહિ કશો સંશય લાવો. મિત્ર. ૧.

વિવિધ વિષયના પકવ પાકનો, લાલ ગુલાલ બનાવો,
કર અતિ લાંબા જ્યાં ત્યાં પ્રસારી, સર્વને શિરચઢાવો,
ખરી કળા એવી લઢાવો. મિત્ર. ૨.

ફાગના રાગમાં શારદામાઈનો, ગુણનું તાન મચાવો,
પ્રેમના પુષ્પથી દેવી સરસ્વતી, હર્ષના નાદે વધાવો,
જગત બધું સત્યે ગજાવો. મિત્ર. ૩.

વિનય વિવેકતણાં ધરી વસ્ત્રો, ઉદયવસંત શોભાવો,
દુર્ગુણ મેલનો ત્યાગ કરીને, સદ્દગુણ રંગ ચઢાવો,
પછી મોજ મિત્ર ઉડાવો. મિત્ર. ૪.

નિર્મળ વાણી તણું ધરી ભૂષણ, દેહને દિવ્ય જણાવો,
સાહિત્યના શુભ કલગીને તોરા, શિરપેચમાટે બનાવો,
આળસ નહિ કોઈએ લાવો. મિત્ર. ૫.

જ્ઞાન તણાં પકવાન બનાવી, નિજમન તૃપ્ત બનાવો,
હોય કદિ કોઈ અન્ય ભૂખ્યો તો, ભાવથીભિક્ષા કરાવો,
કૃપણપણું ઉરમાં ન લાવો. મિત્ર. ૬.

વિશ્વ–વિશાળ–સરસ્વતી મંદિરે, ઉત્તમ હોરી રચાવો,
મનરૂપ નટવરને ભાઈ ભાવથી, આપ અપાર નચાવો
કુચ્યાશ ન કાંઈ જણાવો. મિત્ર. ૭.

દેહને દેશના ઉદયવસંતના, ભક્ત બનો ને બનાવો,
કિલ્લો ને કોટ સરસ્વતી માટે, આપ ચણો ને ચણાવો,
પાણી પૂર્વકેરૂં જણાવો. મિત્ર. ૮.
અજ્ઞાન હોલિકા બાળવા માટે, જ્ઞાનનો કુંડ બનાવો,
દુર્ગુણના પરિવાર સમેત એ, દુષ્ટાને માંહિં હોમાવો,
પછી "જય" શબ્દે ગજાવો. મિત્ર. ૯.
પૂર્ણભાવે પછી વિશ્વપતિમાં, નિજમન મિત્ર મેળાવો,
નિર્ભય થઇને આનંદ જળે પ્રિય,આપ ઝીલોને ઝીલાવો,
પ્રભુ પ્રેમ પુષ્પે વધાવો. મિત્ર. ૧૦

---

## आशीर्वचन.

(शार्दूल विक्रीडित वृत्त.)

વિદ્યાનો જગમાં વધો વિજયને અજ્ઞાનસૌ નાસજો,
જ્ઞાનીના અનુવર્તને જનસહુ સંસારમાં વર્તજો.
વિદ્યા ને શ્રીસરસ્વતિ સખી થઈ સાથે રહી મ્હાલજો,
સંતોષી સુખી સર્વને કરી પછી આનંદ વરસાવજો.



## અમારે ત્યાંથી નીચે જણાવેલાં પુસ્તકો મળશે.

| | | |
|---|---|---|
| આનંદમાળા ભાગ ૧ લો. | ... ... | રૂ. ૦—૪—૦ |
| આનંદમાળા ભાગ ૨ જો. | ... ... | ૦—૫—૦ |
| બાળ વિનોદ | ... ... ... ... | ૦—૪—૦ |
| જસ્ટિસ તેલંગનું જીવનચરિત્ર... | ... | ૦—૨—૦ |
| નંબર બુક (રોજની હાજરી અને નંબર જાણવાનું પત્રક)... | ... ... | ૦—૧—૦ |
| પંડિત અયોદ્ધા નાથનું જીવન ચરિત્ર... | | ૦—૧—૦ |

## મળવાનાં ઠેકાણાં.

**મુંબઇ**. એન. એમ. ત્રીપાઠીની કંપની. કાલબાદેવી રોડ.

એન. ડી. મહેતાની કંપની, કાલબાદેવી રોડ.

રા. જગન્નાથ જેઠાભાઈ રાવળ, નળબજાર ફોફાસ્ટ્રીટ
દાક્તર શીવદાસના માળામાં. નં. ૧૮૨. **મુંબઈ.**

રા. મોતીલાલ હરિરામ માસ્તર લુણછા વાડા
ધંતુરાની પોળ, **અમદાવાદ.**

